ૐ



# શારદા પ્રભાવ



॥ सत्यचंद्र ॥ ॥ धर्मचर ॥

विद्वत्वंच नृपत्वंच नव तुल्य कदाचन ।
स्वदेशे पूज्यतेराजा विद्वान सर्वत्र पूज्यते ॥

---


યોજક

જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા

શ્રી ગાયત્રીપદ્ધ પ્રકાશક

કંડોલીઆ બ્રાહ્મણ રહેવાશી. માગરોળ, તાબે લાંએજ.



જનહિતાર્થે છપાવી પ્રસિદ્ધ કર્તા.

શેઠ વાલજી ઇંગજી કાપડીઆ, ગોવિંદવાડી,
કાલબાદેવી રોડ મુંબઇ.

---

આ પુસ્તક મુંબઇમાં લેમીંગટન રોડ ઉપર, ટોપીવાળાની ચાલમાં
આવેલા મહેશ પ્રીન્ટીંગ પ્રેસમાં ગુણવંતલાલ છોટાલાલ
દેસાઇએ છાપ્યું છે.

---

સંવત ૧૯૭૬. પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦ સને ૧૯૨૦.

કીમત બે આના.

# આ ચોપડી વાંચ્યા વગર ફેંકી દેશો નહિ.

## અભ્યુદની ચાવી

ગાય, બ્રાહ્મણ, તુલસી, દેવ, ગુરૂ અને સંત સાધુ તેઓને હાથ જોડી (નમવાથી) પૈસા પડતા નથી. તરસ્યાને પાણી પાતાં, રસ્તામાંથી કાચ, કાંટા ઉપાડતાં, પારકાના ભલા માટે જીભ વાપરતાં, શરણે આવેલા આશાભિલાષિને નમ્રતાનાં સત્ય સલાહવાળાં મધુર વચનો બોલતાં પૈસા પડતા નથી. અજાણ્યાને રસ્તો બતાવતાં અને દરેક જીવ માટે દયા લાવી પોતાના આત્મવત્ ગણતાં પૈસા પડતા નથી હરેક વસ્તુમાંથી સારતત્વ ગ્રહણ કરવું એજ ખરૂં છે. ઉદ્યમીની નિંદા કરી તરછોડી ન કાઢતાં હિંમત આપો. ઘેર ઘેર ગાય અને બ્રાહ્મણનું રક્ષણ થવા પ્રભુ પાસે માગણી કરો સ્વહૃદયની શુદ્ધ સાત્વિક વૃતિથી નિરંતર ઇશ્વરસ્તુતિ કરો. વર્ણાશ્રમના ધર્મ બરાબર સમજીને પાળો અને પળાવો. પારકાને માટેજ તમારૂં જીવન અર્પણ કરવા શક્તિ ધરાવો યજ્ઞયાગાદિ ધર્મ કર્મની રીત ભારતમાં ઘેર ઘેર ફેલાવે. દ્વિજવર્ગને માટે ખાસ સંસ્કૃતની જરૂર છે તે લક્ષમાં લ્યો. સંસ્કૃત વિદ્યાનો બનતા પ્રયાસે ઉત્સાહથી પ્રચાર કરો. વેદ શાસ્ત્રમાં શ્રધ્ધા રાખો તોજ તમારો ઉદય થશેજ થશે.

# અર્પણ પત્રિકા.

गुरु ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वर।
गुरुसाक्षात् परःब्रह्म तस्मै श्रीगुर वेनमः ॥

ध्यान मूलं गुरुमूर्त्तिम् पूजामूलं गुरुपदः।
मंत्रमूलं गुरुर्वाक्यं मोक्षमूलं गुरु कृपाः ॥

અવિદ્યાનો નાશકરી વિદ્યારૂપ ધનનો અખુટ ખજાનો પ્રાપ્ત કરવાના માર્ગ બતાવનારા, વિદ્યાવડે જ્ઞાન મેળવી મોક્ષનાં દ્વારો ખુલ્લાં કરવાની ચાવી બતાવનારા, અજ્ઞાનવડે અંધ થયેલાને વિદ્યારૂપ સલીકાના અંજનથી જ્ઞાનરૂપ નેત્રોને ખોલ-નારા અને તે નેત્રો ખુલતાં "मिथ्या नित्य" વસ્તુને સાધનો દ્વારા ઓળખાવી નિત્ય જે સત્યવસ્તુ (બ્રહ્મ)નું દર્શન કરાવનારા, ત્રિવિધ તાપને જ્ઞાન છત્રથી શમાવનારા, અસ્થિરબુદ્ધિને શ્રુતિ સ્મૃતિ વડે સદ્ધર્મામૃત પાન કરાવીને સ્થિર (અચલિત) કરાવનારા અને ભયંકર સંસાર સમુદ્રમાં જે માયાવી તોફાનના વાવાઝોડામાંથી દેહનૌકાને નિર્ભયપણે કર્ણધાર થઇ પાર ઉતાર-નારા શ્રીસદ્ગુરૂને પુનઃપુનઃ સાક્ષાત્ દંડવત્ પ્રણામ કરી આ લઘુ લેખ ચરણ કમળમાં સમર્પણ કરૂં છું.

| | |
|---|---|
| મુંબઇ | લી. જન્મોજન્મનો રૂણિ. |
| શંવત્ ૧૯૭૬ રામનવમી | **દર્શનાતુર શિષ્ય.** |

પ્રાણ જાય તો ભલે પણ અનીતિનું પગલું કદીએ ભરવુંજ નહિ.

કુટુંબમાં કલેશ ન કરતાં એક બીજાએ કરેલ અપરાધની ક્ષમા આપવી.

સ્વાર્થવૃત્તિ રાખનાર પ્રથમ ફાવે છે પણ અંતે રીબાવાનો વખત આવે છે.

નમીને ચાલનાર કોઇ દીવસ પણ ઉંચી પાયરી ઉપર જવા ભાગ્યશાળી થાય છે.

ગાય, બ્રાહ્મણ, બાળક અને સ્ત્રી એઓના અપરાધ કદી પણ જોવાજ નહિ.

વડીલ કહે તેમ કરવું પણ કરે તેમ કરવું નહિં કરવું તો સમજીને કરવું.

હમેશાં સત્સંગ કરી પવિત્ર જીવન ગાળવા ઉત્કંઠા રાખવી.

જેમ બને તેમ વિદ્વાનનો પરિચય કરી ધર્મકર્મનો બોધ મેળવતા રહેવું.

તમારા ઉદય અસ્તના તમેજ જવાબદાર છો માટે સદા જાગ્રત રહેવું.

પાપ શું ? અને પુણ્ય શું ? એનો વારંવાર વિચાર કરી પાપથી ડરતા રહેવું.

રાજાના દંડ કરતાં દેવનો દંડ જબરો છે. માટે તેનાથી સાવચેત રહેવું.

અહંકારથી કોઇ સુખી થયો નથી અને થશે પણ નહિ માટે નમ્રતા રાખવી.

# પ્રસ્તાવના

**ब्राह्मणो ब्रह्मविद्बलं। बलं विद्याचविप्राणां।**

વૃધ્ધચાણાકય.

**"विद्याधनंद्विजवरस्य न बाह्यवित्तं"**

શ્રી સદ્દગુરૂ શંકરાચાર્ય.

જેમ ક્ષત્રિઓનુબળ શસ્ત્ર (હથિઆર) છે અને તે ધારણ કર્યા પછી રણસંગ્રામમાં જો તેનું મૃત્યું થાય તોજ સ્વર્ગની પ્રાપ્તી થાયછે.

અને વૈશ્યનુંબળ કૃષિ, પરદેશ ગમન, વ્યાપાર વિગેરેથી દ્રવ્ય સંપાદન કરવું અને એ મળતાં મૃત્યુ થાય અર્થાત જીવન પુરૂકરે ત્યારેજ તેને સ્વર્ગની પ્રાપ્તી થાયછે.

પણ બ્રાહ્મણોને યજ્ઞોપવીત સંસ્કાર થતાંની સાથેજ જીવન પર્યંત વિદ્યા સંપાદન કરી બ્રહ્મ પ્રાપ્તિ કરવાથીજ સ્વર્ગના અધિકારી થઇ શકે છે કદીએ શસ્ત્રના, દ્રવ્યના અથવા ગુલામગીરી કરવાના અધીકારી નથીજ.

આધુનિક ચાલતા સમયમાં શ્રીસદ્દગુરૂના અભાવે અને સંસ્કાર હિન વાતાવરણને લઇ વર્ણવ્યવસ્થા, જાતિ અભિમાન અને આચાર વિચાર છિન્ન ભિન્ન થઇ જતાં સ્વતંત્ર રીતે વર્તી વેદ સનાતનધર્મને ખરે ખરી હાનિ પહોંચાડનારા, શ્રેષ્ઠપદને દુષણ લગાડનારા, ઘણે ભાગે બ્રાહ્મણોજછે, એશઆરામમાં ગુલ્તાન રહી, ધર્મને ધક્કો મારી, માયા માંજ મચ્યા પચ્યા

રહી, કીર્તિના કરજદાર થઇ, લક્ષ્મી માટે ગુલામગીરી કરવા જાત ભાત ન જોતાં નીચની પણ ખુશામતો કરી ઉત્તમોત્તમ અવતારને ધુળમાં રગદોળી જીવતર ઉપર પાણી ફેરવેછે એવાં અસહ્ય અને આશ્ચર્ય પમાડનારા કાર્યો જોતાં સદ્ધર્મના અભિમાનીઓ સદ્ધર્મ રક્ષકો, સદ્ધર્મના સ્વયં સેવકો પોતાના પુરૂષાર્થથી અથવા વડીલોપાર્જીત મિલ્કતથી રક્ષણ કરવા યત્કિંચિત પ્રયત્નો કરી રહ્યાછે અને પોતાના દૈવી દ્રવ્ય વડે પાઠશાળાઓ, ગુરૂકુલો, બ્રહ્મચર્યાશ્રમો ખોલી પુસ્તકોની, અન્ન વસ્ત્રોની, તથા થતી અડચણો દૂર કરી વેદસનાતનધર્મનું ગૌરવ વધારવા મથન કરી રહ્યા છે પણ માયામાં લુબ્ધ બનેલા **ભુદેવો** ને ભવિષ્ય ભુલાવી અધોગતિ કરાવેછે ખરૂં છે કે પ્રાચિન રીત પ્રમાણે આશ્રય આપેછે જ કોણ? કદી આપેતો વેદસનાતનધર્મનું અને રૂષિ મુનિના વારસ દારો પોતાના વડીલોનુ અભિમાન ધરાવે છે કોણ? કદી ધરાવે તો શુદ્ધ ચિ-તે હરીને પૂરો અભ્યાસ કરેછે કોણ? કદી કરેતો પોતાના જાતિ ભાઇઓને માટે આત્મભોગ આપે છે કોણ? કદી આપે તોપણ વિદ્યા ગ્રહણકરી મદોન્મત્ત ફરતા **ગીર્વાણ ભુષણનાં** ચક્ષુઓમાં દ્વેષ રૂપી શત્રુને અટકાવે છે કોણ ? આહા ? શું ભારતની સ્થિતિ ! ઇતિશમ્

લી. ભુદેવોનો ચર્ણરજ કકર ધર્મ જીજ્ઞાસુ.

**જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા**

શ્રીગાયત્રી પટ્ટ પ્રકાશક.

ॐ



# શારદા પ્રભાવ.



અથ

## મંગલાચરણ.

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै।
तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥

શ્વેતાશ્વરોપનિષદ.

અર્થ—જે પૂર્વે પિતામહને સૃજે છે ને તેને જ્ઞાન પ્રેરે છે, તે જીવોની બુદ્ધિને પ્રકાશ કરનાર દેવને મોક્ષની ઇચ્છાવાળો હું શરણ જાઉં છું.

### સ્તુતિ.

વીણાધારી વિશુદ્ધ ગાન કરતી, જે શ્વેતવર્ણી સદા;
હસ્તે પુસ્તક ભદ્રરૂપ મયુરે, આરૂઢ જે છે મુદા,
સત્તાથી નિજ સૂત્રધાર રૂપ જે, વિશ્વોન્નતીમાં ખરે;
એવી દેવી સરસ્વતી જગતમાં, કલ્યાણ સૌનું કરે.

---

વિદ્યાનો પોષક તેજ ખરેખરો જગતનો પોષક છે કે જે "વિદ્યા" પોષણની સાધન ભૂત "લક્ષ્મીને ખેંચી લાવે છે."

ગિરિનારાયણ.

# સરસ્વતી લક્ષ્મીનો સંવાદ.

## સર્ગ ૧ લો.

(લક્ષ્મી અને સરસ્વતીનો માર્ગમાં મેલાપ.)

લક્ષ્મી–કેમ બેહેન સરસ્વતી તમે કયાં જાઓ છો ?

સરસ્વતી–બેહેન હું બ્રહ્મા પાસે જાઉં છું.

લક્ષ્મી–કેમ ! ત્યાં શું કામ છે ?

સરસ્વતી–પીતા આજ્ઞાથી ઋષિકુળ આશ્રમમાં નિવાસ કરવાનું ઠર્યું છે.

લક્ષ્મી–શા માટે ?

સરસ્વતી–પૃથ્વીનો ઉદ્ધાર કરવા.

લક્ષ્મી–કેવી રીતે કરશો ?

સરસ્વતી–મારાં જીજ્ઞાસુ બાળકો ઋષિપુત્રોને સ્હાય કરવા માટે તેના મુખ મંદિરમાં જીભ્હાગ્રે વાસ કરીશ કેમકે તે અગ્રગણ્ય હોવાથી દેશો દેશ અને પૃથ્વીમાં મારો ફેલાવ કરીને આ જગતનો ઉદ્ધાર કરશે.

લક્ષ્મી–અગ્રગણ્ય કેમ ?

સરસ્વતી–**उत्पत्तिरेव विप्रस्य मूर्त्तिर्धर्मस्य शाश्वती ।**
**स हि धर्मार्थउत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥**

લક્ષ્મી–વારૂ ! ત્યારે મારૂં ત્યાં કામ પડશે ?

સરસ્વતી–ના. તમારૂં ત્યાં કામ નથી માટે તમે તો ખુશીથી તમારા પરમ પવિત્ર પતિની સેવા કરો એજ તમારો ધર્મ છે.

લક્ષ્મી–કેમ બહેન એમ કેમ બોલો છો ? હું તો શ્રી વિષ્ણુની પત્નિ છું તેથી મ્હોટી કહેવાઉં તમારા વગર હજી ચાલે પણ મારા વગર તો ચાલશેજ નહિ. માટે મને સાથે તેડી જાઓ પછી પસ્તાવું પડશે હો !

સરસ્વતી–શું ! તમે જગન્નાથ વિષ્ણુ પત્નિ છો તેથી મ્હોટાં થયાં કે ? ના. ના. હું તો ફક્ત જગત્પીતા બ્રહ્માની પુત્રી છું પરંતુ તમારા કરતાં હું વધારે સત્તા વાળી છું !

લક્ષ્મી–એમ કે ? ઠીક જુઓ હવે મારો સપાટો, મારી ગરજ પડશે એટલે તમે અને તમારા સેવકો મારે શરણે આવો છો કે નહિ ?

સરસ્વતી–હા, હા, જાઓ, જાઓ તમારાથી થાય તે કરી લે જો અને પછાત કદી પણ રહેશોમાં મારી સત્તા વડે તમે ઘસડાઇને આવશો. કદી પણ હું તો તમને નમવાને નહિંજ આવું.

લક્ષ્મી–ઠીક. જાઓ, હવે આજથી તમારે અને અમારે પ્રીત-ત્રુટી જયા તમે હશો ત્યાં હું પણ નહિંજ આવું. પણ યાદ રાખો અને હજી વિચાર કરો.

સરસ્વતી–તમારી વાત ખરી છે. પણ મને ચોક્કસ ખાત્રી છે કે, તમારા વગર હજી ચાલશે પણ મારા વગર કદીએ ચાલવાનું નથી નથી અને નથીજ ! તમારા પતિ શ્રી વિષ્ણુ છે તે જગત્‌ની ઉત્પત્તિ કર્ત્તા નથી પણ એ તો દશાવતારી પાલન કર્ત્તા છે અને મારા પીતા બ્રહ્મા છે તે (પ્રજાપતિ) ઉત્પન્ન કર્ત્તા કહેવાય છે તો

તમને ઉત્પન્ન કર્યાં કોણે? તમારા પીતા સમુદ્ર છે સમુદ્રના પીતા શંકર છે અને શંકરના પીતા બ્રહ્મા છે તેથી શંકર અને હું ભાઇ બ્હેન કહેવાઇએ છીએ એટલા માટેજ બ્રાહ્મણો મારી અને શંકરની ભકિત (ઉપાસના) કરે છે તમને તો ગણે છે કોણુ?

લક્ષ્મી–મારા ભકત (ઉપાસકો) તો ઘણાએ છે રાજાથી માંડી રંકપર્યંત સૌ મારીજ ભકિતમાં લીન છે. ખાતાં પીતાં, હાલતાં ચાલતાં, વાટે ઘાટે, સ્ત્રીઓ તેમજ પુરૂષો રાત્રિ દિવસ મારૂંજ ચિંત્વન કરવામાં તલ્લીન રહે છે અને તમારા ભકતો તો કયાંકજ જોવામાં આવે છે તેથી આ જગતમાં હુંજ મોટી છું. તમને ગણે છે કોણુ?

સરસ્વતી–એમ? ઠીક આવો ત્યારે આપણે બુધ્ધિ પાસે ન્યાય કરાવીએ.

બુધ્ધિ–આવો બેહેન વિદ્યા લક્ષ્મી આજતો તમે દર્શણનો લાભ આપી મને કૃતાર્થ કરી?

લક્ષ્મી–હા. બેહેન અમે બન્ને તમારા પાસે એક ઇન્સાફ કરાવા માટે આવેલાં છીએ માટે આપ સત્ય ન્યાય વડે અમારૂં સમાધાન કરશો એવી આશા છે.

બુધ્ધિ–એટલું બધું શું છે? કે મારી જરૂર પડી! આ સરસ્વતી બહેન કયાં કાચાં છે? આ પૃથ્વીને વિષે સર્વ સત્તા તો એનીજ છે!

લક્ષ્મી–કેમ બેહેન એમ કેમ બોલો છો? ત્યારે હું શકિત નહિ?

બુધ્ધ-ભલે શકિત તમારી પણ સત્તા તો એનીજ છે કેમ કે; વિદ્યા, કળા, કૌશલ્યા, વણુજ વેપાર, ધર્મ, કર્મ, નીતિ, ન્યાય અને લક્ષ્મીએ બધું સરસ્વતીની કૃપા વડેજ પ્રાપ્ત કરી શકાય છે. જેને મુખે સરસ્વતી નથી તે લક્ષ્મીવાળો છતાં પણ ગમારમાંજ ગણાય છે. માટે કહો તમારી શી તકરાર છે ?

લક્ષ્મી-બસ ! એજ અમારી જે તકરાર હતી તે તો તમેજ તમારે મોઢે બોલ્યાં કેમ કે; "બુદ્ધિજ કર્માનું સારીણી છે," માણસ માત્રને સુખ દુઃખ, લાભહાની જશ અપજશ, કર્માકર્મ, વિદ્યા અને લક્ષ્મીને પ્રેરનાર બુદ્ધિજ છે માટે તમે કહ્યું તેજ સત્ય હ્યો બહેન હવે અમે જઇશું.

બુદ્ધિ-બહુ સારૂં આવજો બહેનો તમારા આવવાથી મને બહુજ આનંદ થાય છે. પણ મારી કાંઇય તો સાંભળો !

સરસ્વતી-શું ! શુ ! ! બહેન તમારી મોંકાણ વળી શું છે ?

બુદ્ધિ-તમે જશો ત્યારે હું શું કરીશ ? કારણુ કે તમારા જવા પછી મારી પાસે તો ક્ષુધા દેવી (ભુખ) રહે અને મને બહુજ સંતાપે છે તેનું શું કરવું ? હું તમારા પાસે દુઃખ નીવેદન કરવાને આવવાનીજ હતી પણ સારૂં થયું કે તમે અત્રે પધારી ઉપકારી કરી.

લક્ષ્મી-શું ? ભૂખ ! ભૂખ !! એતો મારીજ પ્રીયસહિપણી છે અને તે મારી આજ્ઞાનુસારજ ચાલે છે હું ચપળા

હોવાથી એક સ્થળે રહી શાકત નથી તેથી મારા જવા પછી મારો સઘળો વહિવટ તેનેજ સોંપું છું.

બુદ્ધિ—ત્યારે હવે મારે શું કરવું?

લક્ષ્મી—તમેજ તમારે મોઢે ઇન્સાફ કર્યો કે સર્વ સત્તાધારી બ્હેન સરસ્વતી છે તેથી તમારે હવે તેની સાથે સ્નેહ રાખવો એટલે તમારૂં બધું દુઃખ તેજ કાપી નાંખશે હું તો હવે જાઉં છું.

બુદ્ધિ—કેમ? બ્હેન સરસ્વતી આ વાત તમારે કબુલ મંજુર છે કે?

સરસ્વતી—બ્હેન હું તમારી એટલી બધી નમ્રતા જોઇને ઘણીજ ખુશી થઇ તમને વચન આપું છું કે જ્યારે મને સંભારશો ત્યારે હું ઘણાજ સ્નેહપૂર્વક હાજર થઇશ.

બુદ્ધિ—અરે! બ્હેન. જોજો લક્ષ્મી વિના ક્ષણ પણ નહિ ચાલે હો!

સરસ્વતી—નહિં ચાલે શું? એ તો મારે આધિન છે જો આપણા બેઇનો સંપ હશે તો ગમે ત્યાંથી લક્ષ્મીને દાસી કરીને ખેંચી લાવીશું. બસ!

બુદ્ધિ—વાહ! બ્રહ્મતનયા વાહ!! ધન્ય છે તમારી સત્તાને અને ધન્ય તમારા ભક્તોને કે જેઓ તમારી પ્રસાદી વડે આ અસાર અને ભયંકર સંસાર સમુદ્ર તરી પરમપદ અને વિજય મેળવે છે.

---

## અંગ ૨ જો.

બુદ્ધિ—કેમ! બહેન સરસ્વતી અરે! ભૂલી!! ભૂલી!!! ભારતી હે ભારતની જનેતા તમારાજ પ્રસાદ વડે, આખી ભારત સૂવર્ણમય (વિદ્યાના તેજ વડે) ઝળકી રહી છે જ્યાં જુઓ ત્યાં વિદ્યા વિલાસ, ગાન તાન, કળા કૌશલ્યતાની લહેર લાગી રહી છે પરંતુ આપ આજે કેમ ઉદાસ જણાઓ છો? મનોરંજક વીણા એક બાજુ પડી છે લમણા હાથ મુકી લાંબુ ઓટીપણું લઇ શું ચીતરવા બેઠાં છો? ચાલો, ચાલો ઉઠો આપણે આનંદ કરીએ.

સરસ્વતી—બહેન બળ્યો આનંદ! મારી તો હવે પુરેપુરી દુર્દશા!

બુદ્ધિ—હેં! શું કહો છો? આટલું બધુ મહા દુઃખ! તે શું?

સરસ્વતી—શું? શું? તને ખબર નથી? પેલી લક્ષ્મીની જાળ!

બુદ્ધિ—અરેરે! બહેન તેનાં આગળ કહેલાં વચનો હવે યાદ કરો. પણ બહેન તમે આટલી સત્તાવાળાં છતાં તેની બીક કેમ રાખો છો? તમારૂં આવું ભયાનક કષ્ટ જોઇને મને સંતાપ થાય છે માટે ચાલો આપણે બહેન લક્ષ્મી પાસે જઇએ અને તેની સાથે હળી-મળીને રહેતાં બહુજ સુખ થશે. "જ્યાં સંપ ત્યાં જંપ."

સરસ્વતી—જા-જા-નફટ, નિર્લજ એ શું બોલે છે? ગમે તે થાઓ પણ હું શું તેની સાથે પ્રીતમાં પડું? ના. ના. કાંઇપણ કાળે સમજીશમાં.

બુદ્ધિ—ત્યારે આવા વિયોગના દિવસ ક્યાં અને કેમ કાઢશો ?

સરસ્વતી—શું ? વસુંધરા વાંઝણી છે ? આ બળાપે કરી મારી વ્હાલી ભારતને તજી મારા પીતાજીને શરણે જઇશ પણ એ ચંડાલને કદીએ નમવાની નથી તે નથીજ !

બુદ્ધિ—હાય ! હાય !! અરે શું ? એક લક્ષ્મી માટે ભારતનો ત્યાગ ?

સરસ્વતી—હા. "યથા રાજા તથા પ્રજા" જોને હવે તો કલિનું સામ્રાજ્ય એટલે જ્યાં અકર્મમાંજ આનંદ ત્યાં સત્કર્મ શું કરે? પણ બહેન જ્યારે મારાંજ સંતાનો મારો અનાદર કરી અપમાન કરે તે કહેવું કોને?

બુદ્ધિ—ના. ના. તમારાથી એમ થાય નહિ. શાસ્ત્રમાં કહે છે કે :—

जगन्मातर्मातस्तव चरण सेवा न रचिता।
नवादत्तं देवि द्रविणमति भूय स्तवमया॥
तथापि त्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे।
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति॥

દેવ્યાપરાધક્ષમાપન.

અર્થ—હે જગતની માતા, હે મા તમારા ચરણની સેવા મેં કરેલી નથી અથવા હે દેવિ આપના કાર્યને માટે મેં થોડું ઘણું પણ દ્રવ્ય દીધેલું નથી તોપણ હે દયાળુ (સ્નેહવાળાં) દેવી તમે મારા ઉપર જેની ઉપમા ન આપી શકાય તેવા સ્નેહ

(દયાળુપણાને) રાખો છો. કારણકે:-પુત્ર કુપુત્ર થાય છે પણ માતા પોતાના અનન્ય દયાળુપણાના ભાવ વડે કોઈ દિવસ ખરાબ ભાવ ધારણ કરતાં નથી. દયાજ રાખે છે ત્યારે હવે એ મર્યાદાનું ઉલ્લંઘન તમારાથી કેમ કરાય? હજી સાંભળો-

सस्यानि स्वयमत्ति चेद्वसुमती माता सुतं हन्तिचे-
द्वेलामम्बुनिधिर्विलङ्घयति चभ्दूमिं दहेत्पावकः।
आकाशं जन मस्तके पतति चेदन्नं विषं चेद्भवेद-
न्यायं कुरुते यदि क्षितिपतिः कस्तं निरोद्धु क्षमः॥

સુભાષિત.

અર્થ-જો ખાસ પૃથ્વીજ પોતે ધાન્ય ભક્ષણ કરી જતી હોય, જનની (માતા) જો પોતાના પુત્રનો નાશ કરતી હોય, સમુદ્ર જો પોતાની મર્યાદા ઉલ્લંઘન કરતો હોય, અગ્નિ જો પૃથ્વીને બાળી નાંખતો હોય, આકાશ જો મણુસના માથા ઉપર પડતું હોય, ખાવાનું અન્ન જો કદાપી વિષ થઇ જતું હોય, અને રાજા જ્યારે અન્યાય કરે ત્યારે તેને કોણ રોકવા સમર્થ થઇ શકે? સારાંશ કે-એ કોઇથી રોકી શકાતાંજ નથી પણ પોતાની મર્યાદા રાખે છે માટે આપ આપનું મહત્વ સંભારો અને ન્યાયની રીતે ચાલો.

સરસ્વતી-એતો ખરૂં ત્યારે હવે મારે શું કરવું?

બુદ્ધિ-શું કરવું શું? તમે હમણા એક બાજુ શાન્ત થાઓ કારણકે તમારાં સંતાનો જે હાલમાં મોહાંધ થઈ અકર્મને કર્મ ગણી ઉંધે માર્ગે ચડી લક્ષ્મીની જાળમાં

ફસાયા છે માટે જેટલા તમારા આશરાગત સેવકો છે તેને સન્માર્ગ બતાવી સત્કર્મ ઉપર ચડવાની આશિષ આપો અને હું તર્ક વિતર્ક વડે લક્ષ્મીને મળી અધોગતિએ ચડેલાજનો પ્રત્યે કુસંપનાં બીજ રોપાવીને અંતે "સત્યમેવ જય" નો સુયશ રૂપી વાવટો ફરકાવી તમારા પાસે આવીશ, બસ! હવે તમે તમારો શોક દૂર કરો.

સરસ્વતી–જા. એ દુષ્ટને પુરેપુરી સજા કર, અને એનાંજ કર્મનાં ફળ એને ચખાડ—જોજે હો! એની જાળમાં ફસાતી ના.

બુદ્ધિ–અરે! એ શું બોલ્યાં? હોય કદીએ નહિ કહ્યું છે કે:–

**दुर्जनं प्रथमं वंन्दे सज्जनं तदनंतरम् ।**
**मुख प्रक्षालना त्पूर्वं गुदा प्रक्षालनंयथा ॥**

માટે દુર્જન માણસને પહેલા નમસ્કાર કરવા કારણકે તેને ઇર્ષાનો ભાગ હોવાથી મનમાં અદેખાઇ આવી જાય છે કે મને ન નમતાં બીજાને મારાથી શ્રેષ્ઠ ગણી પ્રથમ નમસ્કાર કરે છે તેથી તેને ક્રોધ આવે છે અને સજ્જન માન કે અપમાનના ભૂખ્યા હોતા નથી કારણ જે તે સમ દૃષ્ટિવાળા છે માટે પાછળથી નમસ્કાર કરો તોપણ તે રાજી થાય છે તેથી બ્હેન હાલમાં ત્યાં જઇ તેની દાસી થઇને રહીશ અને એને ખુબ લડાવીશ પછી જોજો મારી રમત!

---

## સર્ગ ૩ જો.

### બુદ્ધિનું લક્ષ્મી પાસે જવું.

લક્ષ્મી–કેમ બ્હેન તમે કયાંથી આવો છો?

બુદ્ધિ–બ્હેન હું સરસ્વતી પાસેથી આવું છું.

લક્ષ્મી–હેં! સરસ્વતી પાસેથી! કેમ? શા માટે આવવું થયું વારૂ?

બુદ્ધિ–બસ. હવે તો મારે તમારી સેવામાં રહેવાની ઇચ્છા છે.

લક્ષ્મી–તેનું કારણ શું? કેમ સરસ્વતી બ્હેને કાઢી મૂકયાં કે શું?

બુદ્ધિ–ના. પણ કારણ એજ કે:–આપની મોટાઇ જોઇનેજ હું તો તમારા પાસે આવી છું. તમારી શકિત આગળ સત્તા શું કરી શકે? જુઓ સાંભળો—

બલીહારી. બલીહારી, લક્ષ્મીની બલીહારી.
હું તો દાસી તારીરે લક્ષ્મીની બલીહારી–ટેક.
ભણવાથી ભાગે નહિ, એ ભૂખ તરસના ભોગ;
દિલગીરી ઉપજે દશ ગણી, જો ન જડે ઉદ્યોગરે–લક્ષ્મી૦
ભણેલ હશે તે ભૂખે મરશે, ઢોંગી ધૂતિ ખાશે;
વખાણને સેવા કરનારો, કલિયુગમાં પુજાશેરે–લક્ષ્મી૦
ગૌ બ્રાહ્મણનું માન નહિને, હાથે દાન ન દેવું;
પાત્ર પરિક્ષા કરે નહિ તે, આ કૌતુકતો કેવુંરે–લક્ષ્મી૦

ગર્વ ધરી મદ તારો રાખે, અકર્મમાં ચકચુરઃ
અરે હરામી થઇને ફરતા, તેને કહે સો શૂરે-લક્ષ્મી૦

માટે હવે આજ દિવસ સુધી જોતાં તમારી શકિતજ ખરી છે એમ મને નક્કી સમજાય છે માટે હું આપને શરણે આવી છું.

લક્ષ્મી–કેમ! જે દિવસ તમારા પાસે ન્યાય કરાવા આવ્યાં હતાં ત્યારે તો તમે બહેન સરસ્વતીનાં વખાણ કર્યાં અને મને તો તુચ્છ ગણી કાઢી મુકી તે યાદ છે કે?

બુદ્ધિ–હા. પણ ભલે સરસ્વતી પોતાની સત્તા વાપરે છતાં શકિત વગર બધું નકામું!

લક્ષ્મી–ઠીક. કહો ત્યારે બહેન સરસ્વતી ખુશીમાં છે નાં?

બુદ્ધિ–શું પથ્થર ખુશીમાં હોય! તમારી સર્વ શકિતએ તેની સત્તાને ઢાંકી દીધી છે તેથી અહોરાત્ર ઉદાસીમાંજ દિવસો નિર્ગમન કરે છે!

લક્ષ્મી–એમ! જોયું નાં? એ ભીખારીના શા ભાર છે કે મારાથી વધી જાય જો સાંભળ મારા ભકતો કેવા ચમન ઉડાવે છે. ગાડી ઘોડા અને બાગબગીચામાં ફરવું તેમજ એશ આરામ વડે આનંદરસ કેવા લુંટે છે? જ્યાં મારો નિવાસ છે તેને ચિંતા તો જરા પણ નહિ, કયાં દિવસ ઉગે છે અને કયાં આથમે છે તેની પણ તેને ખબર પડતી નથી હમેશાં આનંદ, આનંદ અને આનંદજ રહે છે.

બુદ્ધિ–તમારી વાત ખરી છે. બહેન તમારી શકિતના મદ વડે ઘણાએ મદાંધ બનેલા માણસો મારા જોવામાં આવે છે તેથી મારી ખુશાલીનો તો પારજ રહેતો નથી બહેન આજકાલ તમને તો દોઢ પરમેશ્વરની ઉપમા આપેલી છે નાં ?

લક્ષ્મી–હા. એમાં નવાઇ શું! મારા પતી શ્રી વિષ્ણુ એ પણ મારેજ આધિન તો પછી બીજાના શા ભાર! મારૂં બીજું નામ શું છે ? તે તમે જાણો છો ?

બુદ્ધિ–ના.

લક્ષ્મી–અરેરે ! તમને ખબર નથી ? મારૂં બીજું નામ માયા છે ?

બુદ્ધિ–હેં ! માયા !! માયા !!! આહાહાહા ! અરે ! એમાં તો મોટા મોટા દેવો, દાનવો. યોગી, જ્ઞાની પુરૂષો પણ પૂરેપૂરા ફસાયા છે તો પછી બીચારી સરસ્વતીનું તે શું ગજું !

લક્ષ્મી–સાંભળ, સાંભળ એ સરસ્વતી એના મનને શુ જાણુતી હશે ? મેં તો આખા જગતને મોહ પમાડયું છે ! અને મારી જાળ સર્વ સ્થળે પાથરી દીધી છે તે એટલી તો વીશાળ છે કે એ સરસ્વતી તો સિંહ પાસે ઉંદરની પેઠેજ છે પણ શું કરૂં કે તમે તો એની પક્ષમાં રહી સદાએ તેનીજ જય બોલો છો ત્યારે હવે જોયું કે ? મારી શકિતનું માપ મેં આજ તમને કરી બતાવ્યું ખરેખર પ્રભુ કરે તે સારૂંજ કરે છે કારણ તમે આજ મારે ત્યાં પધારી

મારૂં કાર્ય નજરે જોતાં તમને પૂર્ણ ખાત્રી થશે કે બહેન લક્ષ્મીના વગર આ જગત શુન્યજ છે કેમકે મારે માથે મારા સમર્થ સ્વામી બીરાજે છે તો પછી મારે કોની બીક છે?

બુદ્ધિ–બરાબર! પણ બહેન આ સૃષ્ટિમાં જન્મ ધારણ કરવાનું કારણ શું હશે?

લક્ષ્મી–ખાવા, પીવા અને એશ આરામ માટેજ!

બુદ્ધિ–બસ! હવે તમારી લવારી બંધ કરો.

લક્ષ્મી–કેમ! કેમ!! આ તું શું કહે છે?

બુદ્ધિ–હા. હું સત્યજ કહું છું.

લક્ષ્મી–શું તારૂં કપાળ! ઉધળતીના ઘરવાસ દુનિયામાં કયાંય સાંભળ્યા છે એને તો એકનું ઘર માંડવું અને બીજાનું છાંડવું એ કેટલા દિવસ ચાલે.

બુદ્ધિ–ના. ના. મને એવી સમજશો નહિ બહેન એ તદ્દન તમારી ભૂલ છે. હું કાંઇ તમારા જેવી નથી. પણ જ્યાં સત્ય, ધર્મ, નીતિ, આચાર, વિચાર, વિનય, વિવેક અને સત્કર્મ હોય ત્યાંજ વધારે રહેવા ઇચ્છું છું.

લક્ષ્મી–હેં! ત્યારે મારામાં તમે શો અન્યાય દીઠો?

બુદ્ધિ–પશુજનમાં સરખાં દીસે, ભય, ભૂખ, નિદ્રા કામ;
અદકો ધર્મ મનુષ્યમાં, **ધર્મ** હિન પશુ નામ.

અર્થ–પશુ અને માણસમાં ભય (બીક) ભૂખ, નિદ્રા (ઉંઘ) ને કામ (વિષય) સરખાંજ છે પરંતુ માણસમાં ફકત

ધમ એજ વધારે છે. જેનામાં ધર્મ નથી તે પશુ સમાન છે. સાંભળો, બહેન તમારી શકિતના પ્રવાહમાં તણાતા કેટલાએક અનર્થો ચાલુ છે. જુઓ, લક્ષ્મીની લાલચે બ્રાહ્મણોએ બ્રહ્મત્વ ખોયું, ક્ષત્રિઓનું બળ ગયું, વૈશ્યોની દયા ગઇ અને શુદ્રો ફાવ્યા ઉપરાંત કોરટો નામદાર સરકારે તમારા માટેજ ખાસ ખુલ્લી મુકી છે "જર, જમીન અને જોરૂ" એ ત્રણ કજીઆનાં છોરૂ જ્યાં તમારો નિવાસ ત્યાં કુસંપ, કલેશ, ઇર્ષા, ગર્વ અને જડતા વિગેરે આસુરી સંપત્તિનોજ વાસ તેથી આસુરી સંપત્તિના જીવો તમારા ભકત હોય તેમાં નવાઇ શું! પણ દૈવી જીવો કદીએ તમારી દરકાર કરનાર નથી કારણ તમારે માટે તો પરદેશ ખેડવા પડે છે, કાળાં ધોળાં કરી, ધર્મને ધકકો મારી, ગૃહ જ્ઞાતિ, કુટુંબનો ત્યાગ કરી, દરીઆ ડોળી, અમૂલ્ય આત્માનો ભોગ આપી, નીચની ખુશામત કરી અનેકનાં ગળાં ઉપર છુરી ફેરવી ગરીબોનાં કાળજાં ખદખદાવી દેવાળાં મુકી, પગપર પગ ચડાવી પેટ ઉપર હાથ ફેરવનારને એકવાર નહિ પણ હજારવાર ધિઃકાર છે અને એ અનર્થને ઉશ્કેરનાર પાપી, અધમ અને દુષ્ટ કાળાં કર્મ કરાવનાર તુંજ છે માટે જા, અભાગણી અહીંથી દૂર ખસ! તારૂં મોઢું કાળું કર!

લક્ષ્મી–જા જા શંખણી જ્યાં ત્યાં કલેશ કરાવનાર તુંજ છે એમને હવે પુરી ખાત્રી થઇ.

બુદ્ધી–હા એ તો જગત્‌નો રિવાજ છે કે; પોતાની ભૂલ પોતાને કદી પણ માલુમ પડતી નથી માટે ચાલો આપણે

ઇશ્વરી પાસે જઇએ એટલે ત્યાં બન્નેની તુલના થશે કેમકે બ્રહ્મા સરસ્વતીના પીતા છે અને વિષ્ણુ તમારા પતી છે માટે ઇશ્વરી આપણી તકરારનો અંત આણશે એવી મારી ખાત્રી છે.

---

## સર્ગ ૪ થો.

### સરસ્વતીનો વિચાર.

સરસ્વતી–આહાહા ? શું લક્ષ્મીની જાળ! ઠીક છે. હા હા મને એક વાત યાદ આવી તે એજ કે મારા ભાઇ મહેશ્વરને આ વાત જણાવવાની જરૂર છે કેમકે તે ભોળા તથા ક્રોધી છે અને મારા જવા પહેલાં જો તેને ખબર પડશે તો કયાંક ઉંધાનું ચત્તુ કરી નાખશે માટે ચાલ ત્યાં જાઉં.

### સ્થળ કૈલાસ.

મહેશ્વર–આવો બહેન પધારો આજ તો મારાં ધન્ય ભાગ્ય કે આપે મારા ઉપર દયા કરી ખબર લીધી.

સરસ્વતી–હા ભાઇ, હું તમને એક ખબર આપવા આવી છું.

મહેશ્વર–હેં! તે શું! કહો કહો જલદી કહો! કેમ શું વિચારમાં પડયાં ?

સરસ્વતી–વિચાર તો કાંઇ નથી, પણ કહેતા જરા બીક લાગે છે!

મહેશ્વર–કેમ! એમાં બીક શાની! કહો કહો નિર્ભય કહો.

સરસ્વતી–પણ મને વચન આપો કે ગમે તે હશે છત્તાં હું ક્રોધ નહિજ કરૂં કેમકે તમે કોપાયમાન થાઓ તો હું મહાન આપત્તિમાં આવી જાઉં એવી આ વાત છે.

માહેશ્વર–અરે બહેન! તમને દુઃખ એ મને પહેલું દુઃખ તેથી જાઓ વચન આપું છું કે :—કોપાયમાન ન થતાં યોગ્ય સલાહ આપીશ એ મારો નિશ્ચય છે લ્યો.

સરસ્વતી–જો જો ભાઇ તમારાથી નહિ રહેવાય હો! અને તમે જો ક્રોધ કરશો તો પૃથ્વી પ્રલય થશે એ મને હજી મોટી ધાસ્તી છે.

માહેશ્વર–નહિ, નહિ, બધી બીક છોડો હું તમોને જરૂર સહાય કરીશ.

સરસ્વતી–પણ ભાઇ આ વાત એવી છે કે;—"ઘર ફુટયે ઘર જાય."

માહેશ્વર–હેં! શું કહો છો? જલદી કહો હવે મારાથી ધીરજ રાખી શકાતી નથી કારણ તમે જ્યારે એ વાતનો આટલો બધો બંદોબસ્ત કરો છો તેથી મહાન્ મુદ્દાની એ વાત હોવી જોઇએ માટે સત્વર જણાવો (શંકરે આંખ ચડાવી).

સરસ્વતી–વીરા. એ વાત માટે તમે અધીરા થાઓ છો તો હવે સાંભળો કેમકે તમારો સ્વભાવ તપ્યો જણાય છે તો હવે શાન્ત થાઓ.

હું ભારતી ભારતની જનેતા કે જે ભારત વર્ષ પૂણ્ય ક્ષેત્ર કહેવાય છે અને જે ધર્મ કર્મનું વિશાળ ક્ષેત્ર છે. જેમાં અવતાર લેવાને દેવો પણ આકાંક્ષા

શખે છે, જે સદ્ધર્મ અને સત્કર્મોથી તેજસ્વી પૂણ્ય ભૂમી ઝળહળી રહી છે તેજ ભૂમી ભારતની આજે દીન દશા !

માહેશ્વર–કેમ ? શાથી ?

સરસ્વતી–પેલી માયા (લક્ષ્મી)ની ચતુરાઇ! દંભ રૂપી મોટી જાળ પાથરી અનેક જીવોને જાળમાં ફસાવી (મોહ પમાડી)ને અધોગતિએ પહોંચાડે છે.

માહેશ્વર–બહેન એમાં અફસોસ શાનો ? એતો સૃષ્ટિનું ચક્ર છે. તેથી ઉદયાસ્ત થયાંજ કરે છે ! ઓહો ! વાતમાં તો કાંઇજ નથી અને આટલી બધી બીક શાની રાખો છો ?

સરસ્વતી–બીક તો કાંઇજ નથી પણ પીતામહ બ્રહ્માએ જે મર્યાદા સૃષ્ટિના આરંભ વખતે બાંધેલી છે તે તુટે છે માટે આપણે આપણું કાર્ય જો નહિં સંભાળીએ તો સૃષ્ટિ કેમ ચાલશે ?

માહેશ્વર–ઇચ્છા, ક્રિયા, જ્ઞાન અને શક્તિ એ સૌ સૌનું કાર્ય સૌ સમય સમયને અનુસરતું કરે જાય છે. માટે બહેન હું સત્ય કહું છું કે તમે નિર્ભય થાઓ કારણકે હવે હદ આવી રહી છે તેથી મને પણ એજ વાતનો વિચાર થયાં કરતો હતો કેમકે એક વસ્તુ ઉત્પન્ન થયા પછી અંત સુધી એવીને એવી રહેતી નથી તેથી તેની કૃત્તિ, પ્રકૃત્તિ અને વિકૃત્તિ એ પ્રમાણે કરવુંજ પડે છે એમ કહી સમાધીસ્થ થયા. એટલામાં ઇશ્વરી આવે છે.

ઇશ્વરી–કહો બાઇ ભારતી ભારતની શી સ્થિતિ છે?
સરસ્વતી–માજી. અધોગતિ!
ઇશ્વરી–કેમ? શા કારણથી?
સરસ્વતી–પેલી મદમાતી, છકેલી, અલબેલી લક્ષ્મીનું રાજ્ય.
ઇશ્વરી–હેં! શું કહો છો? લક્ષ્મીને મદ ચડયો?
સરસ્વતી–હા. માતાજી છચોક ફાલી ફુલી ફરે છે!
ઇશ્વરી–ઠીક છે. કાંઇ નહિ સમય આવે સૌ સારૂં થઇ રહેશે.

---

## સર્ગ ૫ મો.

### બ્રહ્માનું ચિંતવન અને દેવોનું સ્તવન.

બ્રહ્મા–અરે! આ દશે દીશાઓ સ્તબ્ધ અને ભયભિત કેમ દીસે છે? શું ધર્મ હણાયો કે મર્યાદાની પાજ ત્રુટી?
દેવો–ત્રાહિ, ત્રાહિ શરણાગતમ્.
બ્રહ્મા–કલ્યાણમ્.
દેવો–કયાંથી?
બ્રહ્મા–કેમ?
દેવો–અમારી દુર્દશા એમ!
બ્રહ્મા–શાથી?
દેવો–અમારા રાજા ઈંદ્રદેવના કાયદાનો ભંગ કરનારા ભૂદેવોનો માયામાં મોહ! અને કર્મ ભ્રષ્ટ.

બ્રહ્મા–અહાહાહા! શાન્ત થાઓ, શાન્ત થાઓ, હું બંદો-
બસ્ત કરૂં છું કેમકે નક્કી ધર્મ હણાયો અને
મર્યાદાની પાજ તુટી. અને એના ગુન્હેગાર શ્રી
વિષ્ણુજ છે માટે તેને પુછું એમ કહી શ્રી વિષ્ણુનું
ધ્યાન કરે છે.

વિષ્ણુ–દેવાધિદેવ, પીતામહ મને શા માટે યાદ કર્યો?

બ્રહ્મા–જુઓને આ દેવસભા મારા પાસે પોકાર કરે છે!

વિષ્ણું–મહારાજ ક્ષમા કરો આપનું કહેવું સત્ય છે કેમકે
દુષ્ટો અને અધર્મીઓનો સંહાર કરી ધર્મનું
સંસ્થાપન કરવું એ મારૂં કામ છે પણ કોઇ વાત
પ્રચારમાં કે પ્રસિદ્ધીમાં મુકવી હોય તો તે એક
જણને કહેવાથી એકજ જણ જાણે અને મનમાનતું
કામ થાય નહિ. પણ ઘણાજ સમુહનો મોટો જથ્થો
હોય ત્યાં એવી વાત જાહેર કરતાં પલ માત્રમાં
એટલે જલદી પ્રચાર થઇ પ્રસિદ્ધ થઇ જાય છે માટે
મેં મારૂં કામ હાલમાં મારી માયાને સોંપેલું છે તે
પોતાનું પરાક્રમ ચલાવી ભ્રાન્તિથી ભૂલ ખવરાવે
છે. અને ભૂલો જ્યારે બહુજ વધી જશે ત્યારે
મહાદેવ (શંકર) પ્રલય કરશે. અને આધુનિક ચાલતા
સમયમાં શું થયું ને શું થશે? એ સર્વ તે જાણે
છે માટે ચાલો આપણે સર્વે ત્યાં જઇ ખુલાસો
મેળવીએ.

## સ્થળ કૈલાસ.

शान्तं पद्मासनस्थं शशिधरमुकुटं पञ्चवक्त्रं त्रिनेत्रं
शूलं वज्रंचखड्गं परशुमभयदं दक्षिणाङ्गे वहन्तम्
नागं पाशञ्चघण्टां डमरुकसहितं चाङ्कुशंवामभागे
नानालङ्कारयुक्तं स्फटिकमणिनिभं पार्वतीशंनमामि ॥

દોહરો.

સર્વ દેવો–જય જય અડગ જગપતી, જય સુખ નિધિ સાક્ષાત્
જય જય જય જનની જનક, જય જય પ્રભુ પ્રખ્યાત

શ્વેતાશ્વર ઉપનિષદ્—અ. ૪ થો શ્લો. ૧૨.

જે દેવોની ઉત્પત્તિના તથા ઐશ્વર્યના કારણ રૂપ, જગત્‌ના પાલક, અવિદ્યાનું હનન કરનારને સર્વજ્ઞ છે તે ઉત્પન્ન થતા હિરણ્યગર્ભ પ્રતિ કૃપા-દ્રષ્ટિથી જોતા હવા તે શ્રી મહેશ્વર અમારૂં દુઃખ નિવારણ કરો.

માહેશ્વર–સમાધિમાંથી જાગૃત થાતાં દેવોનું સ્તવન સ્વિકારી શાન્ત વચન આપી કહે છે. તમે સર્વે અત્રે કેમ પધાર્યા છો?

બ્રહ્મા–મહારાજ પ્રણાલિકા તુટી અને ધર્મ હણાયો!

વિષ્ણુ–મહારાજ ધર્મનું રક્ષણ કરવું એ મારૂં કાર્ય છે પણ તમે પ્રલય કરો પછી મારૂં કાર્ય કયાંથી થાય?

માહેશ્વર–ઇશ્વરીને બોલાવો.

ઇશ્વરી–કહો મહારાજ શી આજ્ઞા?

માહેશ્વર—આજ્ઞા શી? આ જોતાં નથી! દરેક દેવો અત્રે પધાર્યા છે.

ઇશ્વરી—હા. તે શું છે? એ તો માયા એનું કાર્ય કરે છે.

માહેશ્વર—શા માટે?

ઇશ્વરી—અવાન્તરકલ્પ અને મહાકલ્પની વચ્ચે રહેલા ચાર કલ્પ જેવા કે (નિત્ય, નૈમિત્તિક, પ્રાકૃત્રિક અને આત્યંતિક)માંહેનો નૈમિત્તિક એટલે બ્રહ્માનો દિવસ પૂરો થઇ રહેવા રૂપ જે કલ્પ તે આવી ચુકયો છે.

માહેશ્વર—ત્યારે હવે કરવું શું? અને આ દેવોને શો ઉત્તર?

ઇશ્વરી—સૌ પરબ્રહ્મનું સ્તવન કરો કારણ જે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તો દેવના દેહધારી છે કેમકે ત્રણ ગુણ (સત્વ, રજ, તમ)ના ત્રણે દેવો અધિષ્ટાતૃ હોઇ સંસાર ચક્ર ચલાવનાર પરબ્રહ્મના તે મદદગારરૂપ છે અને દેહધારી છે તેથી શુદ્ધ પરબ્રહ્મ સ્તુત્ય છે.

બુદ્ધિ અને લક્ષ્મીનુ આગમન.

આવો બહેનો આવો ફકત તમારીજ ખામી હતી તે હવે પુરી થઇ કહો શું વૃત્તાંત છે?

બુદ્ધિ—માતુશ્રી આ તમારી માયા અને તમે મહા માયા એમાં કાંઇપણ ફેર કે કેમ?

ઇશ્વરી—કેમ?

બુદ્ધિ—આરની ભારતની જનેતા અમારી બહેન સરસ્વતીને મુંઝાવ્યાં એમ!

ઇશ્વરી–એ તમારી ભુલ છે!

બુદ્ધિ–શાથી ?

ઇશ્વરી–બહેન દરેક કાર્ય કળે થાય પણ બળે થાય નહિ.

બુધ્ધિ–તે કળા કઇ ?

ઇશ્વરી–સત્તાધારી સરસ્વતી, ને મોહ લક્ષ્મીની માયા;
કળા સર્વે મહામાયાના; ઉપનિષદ્ગુણ ગાયા.
સમજ્યાં કે? માટે ગર્વ છોડો અને પરબ્રહ્મમાં ચિન્ત ચોડો.

સર્વે દેવ દેવીઓનું પરબ્રહ્મ સ્તવન.

પદ

જય જગ વંદ્ય જય, જય ભગવંત જય
જય પરબ્રહ્મ જય, જગદીશ ધન્ય છો–જય૦
અખંડ, અવ્યક્ત, શુદ્ધ, ચિદ્ઘાન, નિત્ય મુક્ત;
અસંગ, અચિંત્ય, સત્ય, અતર્ક્ય, અનન્ય છો–જય૦
પ્રણમિએ વારવાર, માની બહુ ઉપકાર;
કૃપાથી કરો ઉદ્ધાર, વરિષ્ઠ, વરેણ્ય છો–જય૦
શક્તિ છે અતિપ્રબળ, મતિ કરો નિર્મળ;
આપોપદ અવિચલ, સકલ શરણ્ય છો–જય૦

દોહરો

સુખદાતા અશરણ, હરકત હરણ હરેક;
શુભ કરજો પ્રભુ સર્વનું, અરજ સુણી આ એક

---

## સર્ગ ૬ ઠો.

આકાશ ધ્વનિ ૐતત્સત્

સર્વ દેવો–બ્રહ્મતનયા શારદાની જે (વાણી તેજ બ્રહ્મ છે)

માહેશ્વર–ઇશ્વરી, અંતર્યામીની પ્રેરણાથી જુઓ હું પુનઃકાર્ય-ક્રમની ગોઠવણ કરૂં છું સાંભળો.

ઇશ્વરી–પ્રાણનાથ જેવી આજ્ઞા પણ બરાબર ન્યાય ઉતારજો હો! કારણ તમો ભોળા તથા રંગીભંગી છો તેથી લ્હેરમાં કયાંક જેમ તેમ કરી ઘોતો.

માહેશ્વર–નાના એમ નહિં થાય સાંભળો તમે મહામાયા છો તેથી તમારી શક્તિને લીધે તમે દૈવાસુરી સંપત્તિના જે જીવો હોય તેને કર્માનુસાર ઉંચ નીચ કોટીમાં જન્મ ધારણ કરવાની ગોઠવણ કરવાનું કાર્ય સ્વીકારો.

માયાને શ્રી વિષ્ણુ આજ્ઞા કરે.

વિષ્ણુ–માયા એ પ્રકૃતિનું સ્વરૂપ હોવાથી દરેક જીવને કર્તવ્યકર્મમાં પ્રેરણા કરશે. સુભાષિત, લક્ષ્મી સ્વભાવ પ્રમાણે.

**यत्राभ्यागतदानमान चरणप्रक्षालनं भोजनं**
**सत्सेवा पितृदेवार्चनविधिः सत्यं गवां पालनम्।**
**धान्यानामपिसंग्रहो नकलह श्चितानुरुपाप्रिया**
**दृष्टा प्राह हरि वसामिकमला तस्मिन्गृहे निश्चला॥**

અર્થ–જેના ઘરમાં અભ્યાગત (અતિથિ) ને દાન, માન અને ચરણનું પ્રક્ષાલન તથા ભોજન થાય છે, સત્પુરૂષની સેવા થયાં કરે છે, પિતૃ અને દેવતાઓનું અર્ચન થાય છે, સત્ય

રીતે વર્તાય છે, ગાયોનું પાલન થાય છે, ધાન્યનો સંગ્રહ કરાય છે, કોઇપણ વખત કલેશ થતો નથી, અને ચિ-તને અનુકૂળપણે ચાલનારી સ્ત્રી છે, તેના ઘરમાં તમારે નિશ્ચલ થઇને તમારા વચનો પ્રમાણે રહેવું એ મારી ભલામણ છે.

સરસ્વતીને બ્રહ્મા આજ્ઞા કરશે.

બ્રહ્મા–હે પુત્રી તમે પરાવિદ્યા છો માટે દ્વિજપુત્રો કે જે ઋષિમુનિનાં સંતાનો છે. જે પૃથ્વીમાં ભૂદેવના પદને શોભાવનારા છે. જે ત્રણે વર્ણનો ઉદ્ધાર શ્રુતિ, સ્મૃતિ અને ધર્મશાસ્ત્રો વડેથી કરનારા મારા અંશ રૂપે છે તેના હૃદયસ્થાનમાં સદાને માટે તમે નિવાસ કરો અને તેની આજ્ઞાનુસાર ચાલી તેને ઉત્તમોત્તમ સદાચરણયુક્ત મોક્ષ માર્ગના સાધ-નોને પ્રકાશમાં મુકવાને શક્તિવાન કરો.

બુદ્ધિ–પીતામહ મને શી આજ્ઞા.

બ્રહ્મા–તમોને ન્યાયનું કાર્ય સોંપવામાં આવે છે. તેથી તમે અધ્યક્ષ રહી સદા સરસ્વતીને સહાય કરતા રહેવું અને તમારા ઉપર આખા બ્રહ્માંડનો ભાર મુકવામાં આવે છે.

લક્ષ્મી–પિતામહ આપ મારા પિતા તુલ્ય છો જેથી આપને મારે બે શબ્દ જણાવવા કાંઇક ઇચ્છા થઇ છે તો આજ્ઞા આપશો.

બ્રહ્મા–કહો શી ઇચ્છા છે?

લક્ષ્મી–મને જે કાર્ય માટે મારા પતિએ આજ્ઞા કરી છે તે કબુલ કરી હું શીર ઉપર ચડાવું છું પરંતુ એક સ્થળ મને વર્જીત છે.

બ્રહ્મા–આહા! એવું કયું સ્થળ ભય ભરેલું છે કે જેનાથી તમે કંપો છો?

લક્ષ્મી–તે સ્થળ એજ કે જે ત્રણે દેવોનો વારસો ભોગવનાર ભૂદેવો.

બ્રહ્મા–હેં! કેમ? શા માટે? તેણે તમારૂં શું બગાડયું છે?

લક્ષ્મી–ગમે તે થાઓ, સૃષ્ટિનું મર્યાદાચક્ર અવળ સવળ થાય ભલે આપ મારા પર કોપાયમાન થાઓ, અને મને જોઇએ તે શીક્ષા કરો પણ કદીએ મારા નિશ્ચયથી હું ડગનાર નથી.

બ્રહ્મા–અરે! પણ તેનું કારણ શું?

લક્ષ્મી–પિતામહ આપનો મારા ઉપર શુદ્ધ પ્રેમ જોઇ નિર્ભયપણે જણાવું છું કેઃ—એક વખત મને મારા પ્રિયપતિ શ્રી વિષ્ણુએ પુછ્યું કે હે દેવી તમે ઉંચ નીચ ગૃહનિવાસ કરો છો. પણ મારા અંશાવતારી જે ભૂદેવ તેને કેમ તરફડાવો છો? તેના ઉત્તરમાં મેં જણાવ્યું કે પ્રભુ તેનાં કારણો તો ઘણાંએ છે જુઓ સાંભળો–સુભાષિત–લક્ષ્મી સ્વભાવ.

**पीतोऽगस्त्येन तातश्चरणतलहतो वल्लभोऽन्येन रोषा**
**दाबाल्याद्विप्रवर्यैः स्ववदन विवरे धारिता वैरिणीमे।**
**गेहंमे छेदयन्ति प्रतिदिवस मुमाकान्तपूजा निमित्तं**
**तस्मा खिन्ना सदाहं द्विजकुलसदनं नाथनित्य त्यजामि॥**

(૧) આતાપી વાતાપી નામના અસુરો સમુદ્રને શરણે જવાથી અગસ્ત્ય ઋષિને સમુદ્ર પાસેથી પાછા માગવા જરૂર પડી અને સમુદ્રે તેને પાછા અહંકારથી ન સોંપતાં ક્રોધાવેશમાં ફક્ત એક અંજલીમાં પાન કરી ગયા અને જ્યારે જીવ બહુજ અકળાયા ત્યારે પેશાબ માર્ગે સમુદ્રને બહાર કાઢયો તેથી દધીનો જે સમુદ્ર તેને ખારો કરી નાંખ્યો એ બળાપે કરી મારા પીતાના દુશ્મનો એ ભૂદેવોને ગણી તેનાથી સદા વિમુખ રહું છું.

(૨) પ્રભુ જે વખતે હું તમારા ચરણની સેવા કરતી હતી અને જે વખતે આપણે આનંદમાં હતાં તેવામાં ભૃગુરૂષિએ આવીને તમારા વૃક્ષઃસ્થળમાં પાટુ (લાત)નો પ્રહાર કર્યો તે છતાંએ તમે કહ્યું કે મારાં ધન્ય ભાગ્ય છે જે ભૂદેવનાં પૂજ્ય ચરણે મારા વૃક્ષઃસ્થળમાં નિવાસ કર્યો આહા! તમને બહુ શ્રમ પડયો હશે? એમ કહી તે ચરણ છાતીમાં દબાવી બે હાથે ગ્રહણ કરી નેત્ર સ્પર્શ કરી શીર ઉપર ધર્યું અને એક પણ શબ્દ ન બોલતાં બહુજ ખુશી થયા એ બળાપે કરી એ ભૂદેવોને મારા પતીના દુશ્મનો ગણીને સદા તેનાથી વિમુખ રહું છું.

(૩) મારા ભાઇ શંખદેવને પોતાની સેવામાં રાખી તેની પાસે ભીખ મંગાવે છે એ બળાપે કરી એ ભૂદેવને મારા ભાઇના દુશ્મનો ગણી સદા તેનાથી વિમુખ રહું છું.

(૪) પ્રાતઃકાળમાં નાહી ધોઇ મારૂં નિવાસસ્થાન જે કમળ છે તેને ગમે ત્યાંથી શોધી ભોળા રંગીભંગી, જંગલી

જોગી, સ્મશાનવાસી, દીગંમ્બર, દેવાધિદેવ મહાદેવને કમળ પુલ હરહર મહાદેવ કરી અર્પણ કરે છે એવા દ્વેષિ ભૂદેવોના બળાપે કરી મારા પોતાના દુશ્મનો ગણી સદા તેનાથી વિમુખ રહું છું.

(૫) તમારી સરસ્વતી તો તેના ઘરને વિષે કલ્પવૃક્ષ અને કામધેનું રૂપે પૂજાય છે અને તેના ઇચ્છિત સંકલ્પો પૂરા પાડે છે તો પછી મારૂં ત્યાં શું કામ છે? અને કદાચ જાઉં તો હું પ્રકૃત્તિ એટલે સ્વામીત્વ ધરાવનારી અને સરસ્વતી કૃત્તિ એટલે પુરૂષાર્થ પ્રયત્ન કરાવનારી હોવાથી અણબનાવ થાય એથી મારે અને એને કદીએ બનેજ નહિ તેથી સોકયનું સાલ થાય માટે એ બળાપે કરી ભૂદેવોને મારા પોતાના દુશ્મનો ગણી સદાએ તેનાથી વિમુખ રહું છું.

ઉપર પ્રમાણે કારણોને લઇ એ એક સ્થાન સદાને માટે ત્યાગ કરવા ઇચ્છું છું બીજો મને કશો પણ વાંધો નથી.

બ્રહ્મા—નહિ, નહિ, તમારી ભુલ થાય છે.

લક્ષ્મી—પિતામહ ભુલના તો તમેજ ભોગી છો હું નથી.

બ્રહ્મા—તમે ત્રિગુણાલંકૃત છો એટલે ઠેકડે રમનારાં હોવાથી તમારી ભૂલ હોયજ શાની? ગાડીના ચક્કરની જેમ ફરવું. કોઇને હસાવનારાં, કોઇને આતુર બનાવનારાં અને કોઇને રડાવનારાં તેમ લાડમાં ઉછરેલાં માટે શું ખબર પડે!

લક્ષ્મી–તે તમારી સરસ્વતીને પણ લાડલડાવોને કોણ ના પાડે છે !

બ્રહ્મા–વાહ! પ્રશ્ન તો સારા કરો છો સરસ્વતી તમારા જેમ લાડ કરે તો સૃષ્ટિનો પ્રવાહ કેમ શરૂ રહે ? એને તો બીચારીને અહોરાત્ર તર્કનું મથન કરવું પડે છે. જો એમ ન કરે તો તમે કબજામાં રહો શાનાં ! જ્યારે મારી સન્મુખ છુટે મહોડે બકો છે તો એ શું ગણતરીમાં છે ?

લક્ષ્મી–બસ ! બસ ! એજ મારે પણ તમારે મોઢે કહેવરાવવું હતું.

બ્રહ્મા–અહાહા ! શી ચતુરાઇ મને પણ ભુલાવ્યો !

લક્ષ્મી–હા. એમાં શું ! "દયાળુ પ્રેમ એજ બંધન છે."

બ્રહ્મા–ઠીક લ્યો. હવે હું કહું તે સાંભળો. જાઓ તમારા સ્વામીનાથની આજ્ઞા મેળવો અને તે કહે તેમ કરો.

લક્ષ્મી–જેવી આજ્ઞા. વિષ્ણુ પ્રત્યે.

---

## સર્ગ ૭ મો.

અસુરારી દેવ આપને પ્રણામ,

વિષ્ણુ–કલ્યાણમ્.

લક્ષ્મી–આપે મને જે આજ્ઞા દર્શાવી તે શીરોધાર્ય પરંતુ એક સ્થળ વર્જીત કરવાની મને આજ્ઞા આપશો એવી પ્રાર્થના છે

વિષ્ણુ–કેમ ? કયુ ?

લક્ષ્મી–ભારતીના ભકત ભૂદેવો.

વિષ્ણુ–અરે ! એ શું બોલ્યાં ? એને કેમ તજાય !

લક્ષ્મી–નાથ. મારો તિરસ્કાર કરનારા માટે.

વિષ્ણુ–ના. ના. એમ કદીએ થાયજ નહિ.

લક્ષ્મી–કારણ ?

વિષ્ણુ–કારણ એ કે તે કોણ છે ?

લક્ષ્મી–સર્વ તરફથી મારા પ્રત્યે કુરદૃષ્ટિ રાખનારા.

વિષ્ણુ–ગમે તેમ વર્તનારા હોય પણ વેદશાસ્ત્ર તરફથી તો તેઓને "विष्णु स्वरुपी ब्राह्मणाय" કહેલા છે અર્થાત્ મારૂંજ રૂપ છે તેથી એનો દ્વેષ કરતાં પ્રથમ મારોજ દ્વેષ લાગુ પડશે.

લક્ષ્મી–અરરરર ! મહા પાપ ! પ્રભુ આ શું કહો છો ? આ શું બોલ્યા ?

વિષ્ણુ–શું બોલ્યા શું ? "ब्रह्मवाक्य जनार्दन" જે કહેવાય છે એ શબ્દને માથે હરતાલ લગાવવાની છે કે શું ? જાઓ. જાઓ. કદીએ નહિં બને !

લક્ષ્મી–મહારાજ ત્યારે મારે શું કરવું ?

વિષ્ણુ–જાઓ તેને શરણે જઇ પગમાં પડો તોજ તમારૂં અહિં કામ છે નહિતો આજથી તમારે ને અમારે છુટા છેડા.

લક્ષ્મી–હું ! હું ! ક્ષમા કરો અને કૃપા કરીને ભૂદેવનો ભરમ (ગુપ્તભેદ) સવે પ્રકાશ કરો. શા માટે તમે આટલું બધું અહંપદ ધરો છો ?

વિષ્ણુ–અરે ! તેની તમને હજી ખબર નથી ? સાંભળો ત્યારે–

**कान्डत्रयात्मके वेदे प्रोद्धृते स्याद्विजोध्दृतिः ।**

**तद्रक्षणं राक्षितंस्यात्सकलं जगती तलम् ॥ विद्यारण्य ॥**

અથ–કર્મ, ઉપાસનાને જ્ઞાન આ ત્રણ કાળવાળા વેદનો ઉદ્ધાર થવાથી બ્રાહ્મણોનો ઉદ્ધાર થાય છે અને બ્રાહ્મણોનો ઉધ્ધાર થવાથી આખી પૃથ્વીનો ઉદ્ધાર થાય છે કારણકે વર્ણાશ્રમ ધર્મનું યથાથ પરિપાલન કરવું કરાવવું બ્રાહ્મણોનેજ આધિન છે–મનુ લખે છે કે:—

(૧) બ્રાહ્મણ અંગોમાં ઉત્તમ ગણાતા ॥ **ब्राह्मणोस्य मुख मासीत्** ॥ મારા મુખમાંથી ઉત્પન્ન થાય છે, ક્ષત્રિ, વૈશ્ય અને શૂદ્ર એ બધા કરતાં પહેલો જન્મે છે, વેદને મુખ પાઠે રાખે છે. તથા ધર્મનો ઉપદેશ કરે છે. તેથી બ્રાહ્મણ આ સર્વ સૃષ્ટિનો પ્રભુ (શાસન કર્ત્તા) ગણાય છે.

(૨) સ્વયંભૂ એવા બ્રહ્માએ તપ કરીને દેવોને હવ્ય તથા પિતૃઓને કવ્ય પહોંચાડવા માટે તથા આ સર્વ જગતનું રક્ષણ કરવા માટે આરંભમાં પોતાના મુખરૂપે બ્રાહ્મણોને ઉત્પન્ન કર્યા છે.

(૩) દેવતાઓ જેના મુખમાંથી હવ્યોનું ભક્ષણ કરે છે અને પિતૃઓ જેના મુખથી કવ્યોનું ભક્ષણ કરે છે તેના કરતાં કયું પ્રાણી અધિક હોઇ શકે ?

(૪) સ્થાવર અને જંગમ પ્રાણીઓમાં આહાર, નિદ્રા આદિ કરનારા પ્રાણીઓ શ્રેષ્ઠ છે. બુદ્ધિમાન પ્રાણીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે ને મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે.

(૫) બ્રાહ્મણોમાં વિદ્વાનો શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં વેદ તથા શાસ્ત્રોકત કર્મ જાણનારા શ્રેષ્ઠ છે વેદ તથા શાસ્ત્રોકત કમ જાણનારાઓમાં વેદ તથા શાસ્ત્રોકત કર્મ કરનારા શ્રેષ્ઠ છે, અને વેદ તથા શાસ્ત્રોકત કર્મ કરનારાઓમાં પરબ્રહ્મના સ્વરૂપને જાણનારા શ્રેષ્ઠ છે.

(૬) ત્રણે લોકમાં બ્રાહ્મણોને બીજો કોઈપણ પૂજા કરવા યોગ્ય નથી પરંતુ બ્રાહ્મણોએ પોતપોતામાં તપ અને વિદ્યાથી જે અધિક હોય તેની પરસ્પર પૂજા કરવી આ જગતમાં બ્રહ્મવેત્તા મનુષ્યના કરતાં બીજું કોઇ પ્રાણી શ્રેષ્ઠ નથી.

(૭) બ્રાહ્મણની ઉત્પત્તિજ ધર્મની સનાતન મૂર્ત્તિ ગણાય છે તે ધર્માચરણ કરવા માટે ઉત્પન્ન થયો છે અને તે મોક્ષ મેળવવાને પણ સમર્થ થઈ શકે છે.

(૮) બ્રાહ્મણ ધર્મના ભંડારની રક્ષા કરવા માટે જન્મથીજ પૃથ્વીનો અધિપાત થઇને જન્મે છે અને સર્વ પ્રાણીઓનો તે પ્રભુ છે.

(૯) ત્રણ લોકમાં જે કાંઇ દ્રવ્ય છે તે સર્વ બ્રાહ્મણનુંજ છે અને બ્રાહ્મણ પરમાત્માના મૂખમાંથી ઉત્પન્ન થવાથી તથા સર્વના કરતાં શ્રેષ્ઠ હોવાથી સર્વ દ્રવ્ય ગ્રહણ કરવાને યોગ્ય છે.

(૧૦) બ્રાહ્મણ પોતાના અન્નનુંજ ભોજન કરે છે પોતાનાં વસ્ત્રોનેજ પેહેરે ઓઢે છે, તથા પોતાના દ્રવ્યનુંજ દાન કરે

છે અને ક્ષત્રિય આદિ બીજી જાતિઓ બ્રાહ્મણની દયાથી તે તે દ્રવ્યનો ઉપભોગ કરે છે.

(૧૧) બ્રાહ્મણ જન્મથીજ દેવતાઓનું પણ દૈવત છે, અને તેનો ઉપદેશ વેદ મૂલક હોવાથી તે લોકોમાં પ્રમાણ ગણાય છે.

(૧૨) બ્રાહ્મણ એ નિર્મળ જંગમ તીથ છે કારણકે તેમનાં વાકય રૂપી જળથી મલીન જનો શુદ્ધ થાય છે.

(૧૩) બ્રાહ્મણના દર્શનથી પાપના ઢગલાઓ સત્વર નાશ પામે છે અને પગે લાગવાથી કલ્યાણ પ્રાપ્ત થાય છે તેમજ તેનું પૂજન કરવાથી ઈશ્વિરપદને પમાય છે.

(૧૪) હે વિપ્રો તમે ધર્મસાગરના સેતુરૂપ છો, બ્રહ્મ-કર્મના કારણ રૂપ છો, મનુષ્ય શરિર ધારી લોક પાળો અને શ્રી વિષ્ણુના અંશભૂત છો.

(૧૫) પૃથ્વીને વિષે જેટલાં તીર્થ છે તે સઘળાંનો સમુ-દ્રને વિષે સમાવેશ થાય છે, અને સમુદ્રમાં જેટલાં તીર્થ છે તે સઘળાં બ્રાહ્મણના જમણા પગના અંગોઠાને વિષે સ્થાન કરીને રહ્યાં છે તેથીજ બ્રાહ્મણને ભૂદેવનું પદ આપવામાં આવેલ છે કે જેને શ્રી વિષ્ણુ ભગવાન્ પણ નમે છે અને પૂજે છે તેથી બ્રાહ્મણજ આ પૃથ્વીમાં શ્રેષ્ઠ છે.

(૧૬) બ્રાહ્મણ રૂપી વહાણને ધન્ય છે! કારણકે સંસાર રૂપ સમુદ્રમાં તેની ઉલટીજ રીતી છે તેની નીચે રહેવાવાળા સર્વ તરે છે અને ઉપર રહેવાવાળા સર્વ બુડે છે અર્થાત જે

નમ્ર રહેતો નથી તે નરકમાં પડે છે અને જે નમ્ર રહે છે તેજ તરે છે.

(૧૭) જે ઘરમાં બ્રાહ્મણના પગ ધોવાના જળથી કાદવ ન થયો હોય, વેદશાસ્ત્રના શબ્દની ગર્જના ન થઇ હોય, તથા સ્વાહા ( અગ્નિને સંતોષવા ) તથા સ્વધા ( પિતૃઓને સંતોષવા ) થી રહિત જે ઘર હોય તે ચોખ્ખું સ્મસાનજ જાણવું.

(૧૮) જગત્ આખું દેવતાઓને આધિન છે એટલે દેવની માનતા કરે છે તથા પૂજે છે. જેથી મન સંકલ્પ સિધ્ધ થાય છે તે દેવો ઇચ્છિત ફળને આપવાવાળા છતાં મંત્રનેજ આધિન રહેલા છે કેમકે મંત્રથી પ્રતિષ્ઠા કર્યા વગર પૂજન કરવામાં આવતું નથી તેમ તેનું પૂજન પણ મંત્ર વડે કરીને વિધિથી કરે તોજ તે દેવ પ્રસન્ન થઇ પૂજાને સ્વિકારે છે તેથી તેને પ્રસન્ન કરવા મંત્રોની જરૂર પડે છે અને તેવા પવિત્ર શકિતવાળા વેદમંત્રો તો બ્રાહ્મણનેજ આધિન છે કેમકે શ્રી પરમાત્માએ મંત્રોના અધિકારી બ્રાહ્મણોનેજ નીમ્યા છે તેથી બ્રાહ્મણ સિવાય કોઇપણ વર્ણથી મંત્રોનો વિનિયોગ થઇ શકે નહિ માટેજ તે મંત્રો બ્રાહ્મણને આધિન હોવાથી તે સાક્ષાત્ દેવ તુલ્યજ છે.

(૧૯) આપત્ રૂપી અત્યંત ગાઢા અંધકારના હજારો સૂર્યરૂપ મનવાંચ્છિત ફળને આપનાર એવા કામધેનું રૂપ અને સઘળાં તીર્થના પાણી સરખી પવિત્ર જેની મૂર્ત્તિ છે એવા બ્રાહ્મણના ચર્ણનીરજ સદા સર્વદા મારૂં રક્ષણ કરો.

તેમજ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે-

**जंगमाजंगमप्राणीषु शिवब्रह्मविष्णवान्तेषु ब्राह्मण।श्रेष्ठाः**

---

## બ્રાહ્મણોની સત્તા.

**अविद्वांश्चैवविद्वांश्च ब्राह्मणो दैवतं महत् ।**
**प्रणीतश्चा प्रणीतश्च यथाग्निर्दैवतं महत् ॥ ३१७ ॥**

અર્થ-મૂર્ખ હોય કે વિદ્વાન હોય પણ બ્રાહ્મણનું દૈવત મોટું છે, જેમ અગ્નિ વેદમંત્રથી પ્રગટ કરેલો હોય કે ન હોય તોપણ તે બાળી નાખવાને સમર્થ છે એવું બ્રાહ્મણનું દૈવત જાણવું. (મનુ અં ૯ મો).

(૧) કાળે કે અકાળે સંધ્યા કરવામાં જે તત્પર રહે છે એવા વિદ્વાન કે મૂર્ખ હોય તોપણ બ્રાહ્મણ એજ મારૂં શરિર છે અર્થાત મારૂંજ રૂપ છે.

(૨) હે ભારત ! ગુણીકા સાથે પ્રીત બાંધી દ્રવ્ય નાશ થયા પછી તેજ ગુણીકા તેનો દ્વેષ કરે છે. તેમજ વૈદ્ય દવા કરતો હોય છતાં જો માણુસ મરી જાય તો તેનાં સંબંધીઓ વૈદ્યનો દ્વેષ કરે છે પણ જેનું દ્રવ્ય નાશ થવાનું છે અને મરણ નજીકમાંજ આવ્યું હોય તેવા માણુસો બ્રાહ્મણનો દ્વેશ કરે છે.

(૩) સગાંનો દ્વેષ કરવાથી મૃત્યુ થાય છે, પારકાનો દ્વેષ કરવાથી ધનનો ક્ષય થાય છે રાજાનો દ્વેષ કરવાથી

સંપત્તિનો નાશ થાય છે પણ બ્રાહ્મણનો દ્વેષ કરવાથી આખા કુળનો નાશ થાય છે.

(૪) જ્ઞાનીએ વિષ ખાવું નહિ, સર્પ સાથે રમત કરવી નહિ, ઉદ્યોગી માણસની નીંદા કરવી નહિ અને બ્રાહ્મણનો દ્વેષ કરવો નહિ.

(૫) વિષને વિષ કહેવામાં આવતું નથી પણ બ્રાહ્મણની આંખનું ઝેર વિષથી પણ વધારે છે. કારણકે વિષ તો એક એકને હણે છે. પણ બ્રાહ્મણનું શ્રાપ રૂપી ઝેર છોકરાંનાં છોકરાં ને તેનાં પણ છોકરાંને હણી નાંખવા સમર્થ છે.

(૬) બ્રાહ્મણનું શસ્ત્ર (હથીઆર) શોક છે અને રાજાનું શસ્ત્ર હાથ છે પરંતુ રાજા તો હાથે કરીને એક એકને હણે છે પણ બ્રાહ્મણો શોક રૂપી હથીઆરથી આખા કુળનો નાશ કરે છે.

(૭) બ્રાહ્મણનું શસ્ત્ર શ્રાપ છે, અને શ્રી વિષ્ણુનું શસ્ત્ર સુદર્શન ચક્ર જે સર્વને હણવા શકિતવાળું છે તેનાથી મોટું શસ્ત્ર કોઇપણ નથી તેના કરતાં બ્રાહ્મણોનું શોક રૂપી હથિઆર વધારે ભયંકર છે. માટે બ્રાહ્મણોને કોપાવવા નહિ.

(૮) પ્રથમ શરૂઆતમાં વેદ ઉત્પન્ન થયા છે અને પાછળથી ધનુષ્ય વિગેરે હથિઆર ઉત્પન્ન થયા છે તેથી બ્રહ્માના વેદરૂપ હથિયાર ધારણ કરનાર વધારે બળવાન ગણાય છે.

(૯) બ્રાહ્મણ, અગ્નિ, ગુરૂ, ગાય, કુવારીકન્યા, બાળક અને દેવ એટલાં જણને કદીપણ પગથી સ્પર્શ કરવો નહિ.

(૧૦) વનમાં અગ્નિ લાગવાથી સમુળાં વનનો નાશ કરે છે પણ મૂળીઆં જમીનમાં રહી જવાથી ફરી ઉગી નીકળે છે અને ઝાડ પાછું પોતાના મુળ સ્વરૂપમાં આવે છે પણ બ્રાહ્મણનો શ્રાપ રૂપી હરકત કરનારો અગ્નિ સમુળ એટલે મૂળ સહિત બધું બાળી નાંખે છે એટલે સંતત્તિ સંપત્તિ નાશ પામી જાય છે.

(૧૧) કોઇએ દેવતાનું, ગાયોનું અને બ્રાહ્મણોનું ઉપરી-પણું ઇચ્છવું નહિં. કારણકે તેનું સ્વામીત્વ મહા અનર્થકારી છે અને આખા કુળનો નાશ કરનારૂં છે.

(૧૨) હમેશાં દેવની, ગાયની અને બ્રાહ્મણોની સેવા, પૂજા તથા ભજન કરવાની ઇચ્છા કરવી કારણકે કોનામાં કેવું ઇશ્વરી તેજ રહેલું છે તે આપણે જાણતા નથી.

(૧૩) બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળક એઓનું સંરક્ષણ થવા સારૂ જે કોઇપણ પોતાનો દેહ ત્યાગ કરે છે અને તે પણ કાંઇ ઇનામ અગર બદલાની ઇચ્છા ન રાખતાં બ્હાર કરે અથવા મદદ કરતાં મૃત્યુ થાય તો તેને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

(૧૪) શ્મશાનમાં પણ તેજસ્વિ અગ્નિ અપવિત્ર થતો નથી અને હવનમાં જ્યારે તેની ઉપર ઘી નાંખે ત્યારે તેજ અગ્નિનો પાછો પણ ઘણા તેજથી ભડકો થાય છે તેજ પ્રમાણે બ્રાહ્મણો ગમે તેવા હલકા ધંધામાં લાગેલા હોય તોપણ તેઓ

સદા પૂજ્ય છે એવું બ્રાહ્મણોમાં પરમ દૈવત છે.

(૧૫) **मंत्रे, तिर्थे, द्विजे, देवे, दैवज्ञे भेषजे गुरौ।**
**यादृशी भावना कुर्या, सिद्धिर्भवति तादृशी॥**

અર્થ—મંત્રમાં, તીર્થમાં, બ્રાહ્મણમાં દેવમાં, જ્યોતિષમાં, ઔષધમાં અને ગુરૂમાં જેવી ભાવના રાખે તેવીજ સિદ્ધિ થાય છે. (ફળ મળે છે).

---

## સર્ગ ૮ મો.

## બ્રાહ્મણનું સ્વરૂપ.

(૧) જે ઋષિઓની પેઠે વેદાધ્યાયી, બ્રહ્મચારી, તથા સર્વ ધર્મજ્ઞ હોય તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

(૨) જેઓએ ઐહિક વાસનાનો, પાપનો અને ચમ ચક્ષુના અંતરાયનો ત્યાગ કીધો છે અને જેમની વાસનાઓ વિમુક્ત થઈ છે તેજ બ્રાહ્મણ છે.

(૩) હે ગાર્ગિ! જે મનુષ્ય આ અવિનાશી પરમેશ્વરને ન જાણતાં આ લોકથી જતો રહે છે તે કૃપાપાત્ર અતિદીન છે અને—શ્રુતિ—

**य एतदक्षरं गार्गि विदित्वा स्माल्लोकात् प्रैति स ब्राह्मणः**

જે આ અવિનાશી પરમેશ્વરને જાણીને આ લોકમાંથી જાય છે તેજ બ્રાહ્મણ છે.

(૪) અગ્નિ હોત્ર પરાયણ, ઇંદ્રિયનિગ્રહ કરનાર, સંતોષી

પવિત્ર તપસ્વિ અને દાન, અધ્યયનમાં શીલવાળાને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

(૫) ગમે તેવા વસ્ત્રથી શરીરને ઢાંકનાર, ગમે તેવા અન્નથી પ્રાણને સંતોષ કરનાર, અને ગમે ત્યાં શયન કરનાર અર્થાત જેને રાગ દ્વેષ નથી તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

(૬) જેને નારાયણમાં ભક્તિ અને જેનામાં ઉપર કહેલા સદ્ગુણો છે એવો પુરૂષ આ લોકમાં અતિશે દુર્લભ છે એમાં કદીએ સંશય નથી જે સર્વ સુખદુઃખાદિકને સહન કરનાર ધૈર્યતાવાળો, દુષ્ટસંગથી રહિત, સર્વ પ્રાણી ઉપર મૈત્રિ-ભાવવાળો હોય તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

(૭) જેને સર્પથી ભય તેવોજ ધનથી ભય રહે છે અને જેને મરણથી ભય તેવોજ સન્માનથી ભય રહે છે. તથા જેવી માંસમાં દુષ્ટતા તેવીજ પરસ્ત્રીમાં દેખે છે તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે,

(૮) સત્ય, દમ, તપ, દાન, અહિંસા અને ઇંદ્રિયનિગ્રહ દેખાય છે તથા જેનામાં કામ, ક્રોધ, અનૃતપણું (જુઠાઇ) દ્વેષ, લોભ મોહ અને મદાદિ નથી તેને દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

(૯) બ્રાહ્મણ હોય અને તેમાં સદાચરણ ન હોય તો તેને શૂદ્ર સમાન જાણવો તેમજ જેનામાં દયા. પવિત્રતા, સત્યતા અને અગ્નિહોમ તથા વેદાધ્યયન કે કર્મ નથી તે નામધારી બ્રાહ્મણ છે.

(૧૦) सावित्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।
नायन्त्रितास्त्रिवेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥ ११८

મનુઃ અ. ૨.

અર્થ—બ્રાહ્મણ માત્ર ગાયત્રીજ જાણતો હોય તોપણ તે જો શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે મનને વશમાં રાખીને રહેતો હોય તો તે ઘણો શ્રેષ્ઠ ગણાય છે પણ ત્રણ વેદ ભણ્યા છત્તાં જે શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે વર્તતો નહિ હોય, શાસ્ત્રમાં નિષેધ કરેલી સર્વ વસ્તુ (દારૂ માંસ) ખાતો હોય તથા જે વસ્તુ વહેંચવાનો શાસ્ત્રમાં નિષેધ કરેલો છે તેવી સર્વ વસ્તુઓ (લાખ, દુધ, મીઠું વીગેરે) વેચતો હોય તે ઉત્તમ ગણાતો નથી કેટલાએક બ્રાહ્મણો સારા વિદ્વાનો તથા વેદવેત્તા હોવા છતાં પણ ગમે તેના હાથનું રાંધેલું જમે છે ગમે ત્યાં ખાઇ લે છે તથા અમુક પદાર્થ ખાવા માટે શાસ્ત્રમાં નિષેધ કર્યો છે એમ જાણવા છતાં પણ તેવા પદાર્થો ખાતા ડરતા નથી તેવા સર્વભક્ષી વિદ્વાનોના કરતાં તો માત્ર ગાયત્રીમંત્રજ જાણનારો પરંતુ ખાવા પીવામાં નિયમિત રહેનારો મૂર્ખબ્રાહ્મણ પણ ઉત્તમ ગણાય છે. આ વાતમાં એમ સૂચવ્યું છે કે જેમ બને તેમ પ્રત્યેક દ્વિજોએ ખાવાપીવામાં બહુજ સંભાળ રાખવી

॥ सावित्र्यास्तु परं नास्ति ॥

મનુઃ અ. ૨ જો શ્લોક ૮૩-૮૭.

બ્રાહ્મણ ગાયત્રીનો જપ કરવાથીજ મુક્તિ પામે છે એમાં સંદેહ નથી. આટલા માટે ત્રણ લોકમાં પૂજવા લાયક

બ્રાહ્મણોનું અપમાન કરવું નહિ અને તેઓની દાન, માન અને અર્ચન વડે શ્રદ્ધાયુક્ત થઇ પૂજા કરવી.

જેમ મને દેવો તરફથી શ્રીમદ્ ભગવદ્ ગીતા અ. ૪ શ્લોક ૭–૮.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥

હે ભારત! જ્યારે જ્યારે નિશ્ચય ધર્મની હાનિ થાય છે ને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હું શરીરને ઉપજાવું છું–૭.

સત્પુરૂષોનું સારી રીતે રક્ષણ કરવા માટે તથા પાપીઓનો નાશ કરવા માટે અને ધર્મનું સંસ્થાપન કરવા માટે હું યુગ યુગને વિષે અવતાર ધરૂં છું એ પ્રમાણે અવતારો લઇને મારે ધર્મનું રક્ષણ કરવું પડે છે. તેવીજ રીતે બ્રાહ્મણો દુષ્ટ અધર્મનો નાશ કરી ધર્મનું સંસ્થાપન કરવા મારા અંશાવતાર રૂપ છે જ્યારે દ્વિજને ત્યાં પુત્ર જન્મ થાય છે ત્યારે દેવતાઓ ખુશી થાય છે અને દુંદુભીના મંગળનાદ કરે છે કારણકે બ્રાહ્મણનો અવતાર તે ધર્મ સ્થાપનાર્થેજ છે. તેથી શ્રીમદ ભગવદ ગીતા અ. ૧૭ મો.

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

"ૐ" "तत्" "सत्" એ ત્રણ પ્રકારનું નામ બ્રહ્મનું કહેલું છે અને તેવડે પૂર્વે (સૃષ્ટિના આદિ કાળમાં) બ્રહ્માએ બ્રાહ્મણો–વેદો તથા યજ્ઞો સરજ્યા છે એટલે બ્રાહ્મણો વેદો ભણી તે વડે "यज्ञो वै विष्णु" એ પ્રમાણે મારૂં યજન કરે છે અને દરેક કર્મ મનેજ અર્પણ કરે છે એટલે મારા નિમિત્તેજ કર્મ કરનારા છે તથા–

॥यावतीर्वै देवतास्ताः सर्वावेदविदि ब्राह्मणे वसन्तिती॥

એ શ્રુતિ અનુસાર સર્વ દેવોનું નિવાસ સ્થાન ભૂદેવોજ છે અને એ દેવો મંત્રાધિન હોવાથી વેદ મંત્રો વડે કરીને સર્વ દેવો અને પિતૃઓને હવ્યકવ્ય પહોંચાડનારા પણ બ્રાહ્મણોજ છે માટે વિરાટ્ વર્ણનમાં પણ ભૂદેવોને અગ્રપદ આપી "ब्राह्मणो मुखमासीत्" મારૂં મુખ એટલે બ્રાહ્મણના હાથમાં કે મોંમાં જે જાય તે મનેજ પહોંચે છે એમ બતાવી મેં શોભાવ્યા છે તેથી "अग्रे अग्रे विप्र" એટલે પ્રથમ પૂજા તથા સ્થાવર જંગમ મિલ્કતના તેજ માલીક છે કહેતાં અધિકારી છે તેથી દરેક શુભાશુભ કાર્યમાં પણ તે મૂર્ખ કે વિદ્વાન હોય તોપણ તેનું પહેલું પૂજન થાય છે એવા જંગમ તીર્થરૂપ પુણ્ય ફળપદ ભૂદેવોને મારી નજરથી એક નિમિષ પણ હું દૂર કરી શકતો નથી તો તમારાથી કેમજ થાય ?

લક્ષ્મી–પ્રભુ ત્યારે મારી પ્રતિજ્ઞાનો શું ભંગ થશે ?

વિષ્ણુ–ના.

લક્ષ્મી–ત્યારે તો ઠીક. કહો ! કહો ! કેવી રીતે ?

વિષ્ણુ–બ્રાહ્મણના બે ભાગ છે. એક વદનારો અને બીજો વર્તનારો.

લક્ષ્મી–વદનારો એટલે શું ?

વિષ્ણુ–વદનારો એટલે વેદાધ્યયન કરી દરેક ધર્મ અધર્મને જાણનારો છતાં ખુશામત કરી તમારોજ ઉપાસક એટલે શાસ્ત્રજ્ઞાન મેળવી વાકચાતુરીજ કરનારો તેથી તેને ત્યાં તમારે ગૃહ નિવાસ કરવોજ પડશે કેમકે ત્યાં તમને કશો વાંધો નથી અને બીજો વર્તનારો એટલે કર્મકાંન્ડી છે કે જેને તમારી સ્પૃહાજ નથી તેમ મને કે તમને તે ઓળખતો નથી પણ વૃત્તિપરાયણ રહીને મારો ઉપાસક છે એટલે તેને ત્યાં ગૃહ નિવાસ કરતાં નહિ પણ ચરણમાં રહેવું પડશે.

લક્ષ્મી–હે દીન દયાળ! ત્યારે મારી પ્રતિજ્ઞા ક્યાં રહી ?

વિષ્ણુ–ઉતાવળ ન કરો. સાંભળો. ॥**संतोषो ब्राह्मण शुची**॥ એટલે જે શુધ્ધ ભૂદેવ, જે જગત જંજાળથી દૂર રહેનારા અને પરબ્રહ્મનાજ ઉપાસકો, કે જે બ્રહ્મરસનાજ પોષણ વડે સાક્ષાત્ ઇશ્વરદ્રષ્ટિ રાખનારા, અને નિંસ્પૃહ, ઋષિમુનિના પદને શોભાવનારા, તેમજ બ્રહ્મતેજથી ઝળકી રહેનારા શુદ્ધ શારદાનાજ જે ઉપાસકો છે અને મારા સ્વરૂપમાંજ જે લીન થઇ મારા પરાયણજ રહે છે તે સ્થળને

તમારે વર્જીત કરવું કેમકે

**ज्ञ नकमापासनाभिर्देवताराधने रतः ।**
**शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः कृतः ॥**

શુક્નીતિ અ. ૧-૪૦.

જે મનુષ્યમાં જ્ઞાન અને તપ વિગેરે ઉત્તમ ગુણો છે જે દેવની આરાધના કરવામાં પ્રેમ રાખે છે. જે શાન્ત, જીતેદ્રિય અને દયાલુ છે એવા ગુણવાલાને બ્રહ્માએ બ્રાહ્મણ બનાવ્યા છે. એટલે કે-

કર્માત્મક દેવ માટે અગ્નિ વડે ઋગ્વેદથી કર્મ (દેવ દેવો)

સાધ્ય દેવ માટે વાયુ વડે યજુર્વેદથી ઉપાસના (મનુષ્ય દેવ)

જ્ઞાન માટે યજ્ઞ દ્વારા સૂર્યવડે શામવેદથી જ્ઞાન (પિતૃ દેવ)

ઉપર પ્રમાણે ત્રયીધર્માનુરાગી ભૂદેવો જે મારામાંજ લીન થઇ ગએલા છે તે તમારૂં સ્વપ્ને પણ આરાધન કરનાર નથીજ.

લક્ષ્મી-વાહ! વાહ!! તમારૂં એ રહ્યું અને અમારૂં એ રહ્યું.

બુદ્ધિ-કેમ બહેન ! જોયું કે? થુ, થુ. ત્હારા મોઢા ઉપર એકવાર નહિ પણ સાતવાર અરે! ભૂલી હજારવાર થુ. બોલ તારો અહંકાર કયાં ગયો? મારૂં કહેવું હવે સાચું કે ખોટું? હવે ઉધળતીનો

ઘરવાસ કોનો ? તારો કે મારો ? હવે તારી ભૂલ
કે મારી ?

લક્ષ્મી–ચૂપ. શું બકે છે ?

બુદ્ધિ–શું શું ? તમે કહેતાં હતાં કે એ ભીખારીના શા
ભાર ! તો હવે ભીખારી કોણ ? અને એ સરસ્વતી
તો સિંહની પાસે ઉંદર સમાન છે તો હવે સિંહ
કોણ ? અને ઉંદર કોણ ?

લક્ષ્મી–હું સિંહ !

બુદ્ધિ–બરાબર. પણ સિંહ જ્યારે જાળમાં ફસાયો ત્યારે
દાંત વડે જાળ કાતરીને તેને મુકત કોણે કર્યો ?

લક્ષ્મી–ઉંદરે.

બુદ્ધિ–બસ ! બસ !! એજ ઉંદર તમેજ તમારે મોઢે ન્યાય
કર્યો।

લક્ષ્મી–હવે તો હું તારાથી હારી બહેન ! માટે મને
સુખેથી મારે સ્થાને જવા દે !

બુદ્ધિ–ભલે માતાજી સુખેથી પધારો અને તમારા પરમ
પવિત્ર પતીની શેવા કરો માતુ મારો અપરાધ ક્ષમા
કરજો આપને હવે તો આજથી સાક્ષાત્ દંડવત્
પ્રણામ ! બોલ્યું ચાલ્યું માફ કરજો અને પ્રભુ
પાસે માગું છું કે તમારો સ્નેહ અને તમારાં
દર્શન સ્વપ્ને પણ થશો નહિ એવી મારી નમ્ર
યાચના વારંવાર છે.

સમાપ્ત.

# ધર્મ દીપ.

मानुष्यं वरवंशजन्म विभवो दीर्घायुरारोग्यता ।
सन्मित्रं सुसुतः सती प्रियतमा भक्तिश्चनारायणे ॥
विद्वत्वं सुजनत्वमिंद्रियजयः सत्पात्रदाने रतिः ।
ते पुण्येन विना त्रयोदशगुणाः संसारिणां दुर्लभाः ॥

અર્થ—મનુષ્ય યોનીમાં અને તેમાં પણ ઉત્તમ કુળમાં જન્મ. ઐશ્વર્ય, દીઘાયુષ, આરોગ્યતા, સન્મિત્ર, સત્પુત્ર, પ્રીતિ કરનારી સ્ત્રી, ઇશ્વરને વિષે ભક્તિ, વિદ્યા, સૌજન્ય (સદ્‌ગુણ) ઇંદ્રિયનિગ્રહ અને સત્પાત્રને વિષે દાન કરવાની પ્રીતિ આ તેર ગુણ સંસારમાં પુણ્યવાન શિવાય બીજાઓને મળવા દુર્લભ છે.

(૧) લોકાપવાદથી ડરશો નહિં પણ કાળથી ડરી સત્કર્મ કરો.
(૨) પરોપકાર કર્યો તે કમાયો, ધર્મ કર્યું તે ભોગવીશ, અને રોકડું તે ખોયું.
(૩) સંસાર સમુદ્રમાં દેહ નૌકાને માયાનું વાવાઝોડું વિષય વિકારોના ભાઠામાં ભટકાવે છે માટે તેનાથી ચેતી હમેશાં સાવધાન રહેવું.
(૪) સ્નેહમાંજ સંકટ રહેલું છે અને સંકટમાં સ્નેહ રહેલો છે.
(૫) દાનથી દયા ભલી છત્તાં કલિયુગમાં દયાલુજ પીડાય છે.
(૬) અનેક આપત્તિ આવતાં પણ નીતિ, ધર્મ ને ચુકશો નહિ.
(૭) કષ્ટ વિના કીર્ત્તિ મળતીજ નથી માટે કષ્ટથી ડરશો નહિ.
(૮) સંકટ સમયે સમય સુચકતા વાપરવા શીખવું જોઇએ.

(૯) ઉદ્યમી માણુસ હજુ સુધી કોઇપણ નિર્ધન કે દરીદ્રિ જોયો નથી.

(૧૦) અજ્ઞાનીનો તિરસ્કાર કરીને કદીપણ તરછોડી કાઢશો નહિ.

(૧૧) પરોપકાર એજ પુરૂષાર્થનું કર્તવ્ય છે. પ્રથમ તમારોજ ગુન્હો કબુલ કરવો.

(૧૨) સંપમાંજ સુખ અને સંપત્તિ વસેલાં છે માટે કુસંપ કદી કરવોજ નહિ.

(૧૩) દરેક કામ વિચાર કરીને તે કામ કરનાર માણુસ દુઃખ પામતો નથી.

(૧૪) પ્રાણુ અર્પણુ કરવાની શક્તિ હોય તોજ પ્રેમનું બંધ ન રાખવું પણુ તે પ્રેમ વિશુદ્ધ અને નિઃસ્વાર્થ રાખવો (હોવો) જોઇએ.

(૧૫) સંસારનો દીવો ધર્મ છે માટે ધર્મ દીપ વડે અધર્મ રૂપ અંધકારનો નાશ કરવો.

(૧૬) જ્યાં કપટ ત્યાં ચપટ માટે કોઇનું પણુ બુરૂં ઇચ્છવું નહિ.

(૧૭) શરણે આવેલાને અભયદાન દેવું પછી ભલે તે શત્રુ હોય તોપણુ શું ?

(૧૮) અનાજ માટે કળકળતા પ્રાણીને બટકો નાંખીને શાન્ત કરવો.

(૧૯) વિદ્યાની વૃદ્ધિ થવા વિદ્યાર્થીઓને બનતી મદદ આપી ઉમંગી બનાવો.

(૨૦) વેદશાસ્ત્ર, દેવપિતૃ, ગાય બ્રાહ્મણુ, સાધુ સંત એ સવનો અનાદર ન કરવો.

(૨૧) પોતાના ઇષ્ટ દેવની અહોરાત્ર શ્વાસોશ્વાસ ઉપાસના કરતા રહેવું.

(૨૨) વેદશાસ્ત્ર, દેવ બ્રાહ્મણ, સંત સાધુ એ સર્વ પરમાત્માનાંજ રૂપાન્તર છે.

(૨૩) દરરોજ ઘરમાં ઘીનો દીવો કરી સાંજ સવાર શાન્ત ચિત્તે સ્મરણ કરવું.

(૨૪) તમારૂં શ્રેય તમારાજ હાથમાં છે માટે પ્યારકી આશા ન રાખતાં મનને દૃઢ કરો.

(૨૫) દુઃખ પડતાં સૌની ધર્મમાં વૃત્તિ થાય છે તે કરતાં પ્રથમ ધર્માચરણ કરવું સારૂં છે.

(૨૬) આ સંસાર સ્વાર્થનોજ છે માટે પગલે પગલે સર્વથી ચેતી ચેતીને ચાલજો.

(૨૭) બાહ્ય દ્રષ્ટિથી નજરનું જોએલું બોલતાં વાર લાગતી નથી પણ અંતર દૃષ્ટિથી વિચાર કરી બોલવું બહુજ મુશ્કેલ થઇ પડે છે તે લક્ષમાં રાખવું

(૨૮) તમારા મંનને દૃઢ કરો કે મેં કાંઇપણ કર્યું નથી હું કાંઇ કરતો નથી ને કરીશ પણ નહિ.

---

उद्यमः साहसं धैर्यं बुद्धिः शक्तिः पराक्रमः ।
षडेते यत्रवर्तंते तत्र देवः सहायकृत् ॥

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# અભિપ્રાય પત્રિકાઓ.

**ધર્મપ્રકાશ બાવની યોજક જોશી હંસરાજ વિષ્ણુરામ** શર્મા શ્રી ગાયત્રીપટ્ટ પ્રકાશક.

આ પુસ્તકમાં કર્તવ્યમાં મુકવા લાયક બાવન શિક્ષાવચનો છે તેનું પઠન અને મનન કરવાથી મનશુદ્ધિ થવા સાથે વ્યવહારીક સુખ ભોગવવાની અત્યુત્તમ કુંચીછે ખાસ કરીને દ્વિજોએ આ બાવન સોનેરી શિખામણ વાંચવાથી અને તે પ્રમાણે વરતવાથી સંસાર સુખનું સાધન જ્યોતિષીને પણ પૂછવાની જરૂર રહેતી નથી લેખક શ્રીયુત હંસરાજ ભાઇને તેમના સ્તુતિ પાત્રશ્રમ માટે તથા સહાય આપનાર શ્રીયુત શેઠ રામદાસ કપુરચંદને નાણાનો સદુપયોગ થયા બદલ ધન્યવાદ ઘટેછે ભારતવર્ષમાં આવાજ ધર્માવલંબી પુરૂષો અને આવાજ આશ્રય દાતાઓ ધર્મની ધ્વની ગજાવશે તો આપણો અભ્યુદય આપણી સન્મુખ ખાસ થઇનેજ રહેશે એ નિઃશંક છે.

**" શ્રીમાળી અભ્યુદય માસિક "**

મહુવા.

જોશી હંસરાજભાઇ શર્મા શ્રી ગાયત્રીપટ્ટ પ્રકાશક.

" **શ્રી યજ્ઞોપવીત રહસ્ય** " નામાત્મક પુસ્તક મળ્યું વાચતાં જન્મશંકર અને શુભશર્માનો જે સંવાદ મુકયોછે તે આધુનિક પાશ્ચાત્ય વિચારવાળાઓને માટે બહુજ ઉપયોગનો છે તેમ અસરકારક હોવાથી સ્તુતિપાત્ર છે અને તમોએ જે નામની માત્ર કીમત રાખીછે એજ આનંદની વાતછે

લી. શુભેચ્છક.

**રા. રા. મણિલાલ જાદવરાય ત્રિવેદી.**

શ્રી ગાયત્રી ભાષ્ય ભાષાંતર કર્તા.

---

**શ્રીબ્રહ્મતત્વ મહત્તા અથવા સંધ્યાદિષટકર્મો**

પ્રકાશક જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા.

આપના તરફથી ઉપરોકત પુસ્તક ત્થા શ્રી ગાયત્રીપટ્ટની છબી ભેટ મલ્યાંછે જેનું દિગ્દર્શન થતાં આધુનિક ચાલત સમયમાં કટિબધ્ધ થઇ વેદધર્મસનાતન માટે જે પરિશ્રમ લેવાયછે તે ખરેખર સ્તુત્યછે. અને થોડું લખી વાંચી શકનારને ત્થા થોડું ગુજરાતી ભણેલાને આ પુસ્તક બહુજ ઉપયોગનું છે તેમાં સન્ધ્યા, બ્રહ્મયજ્ઞ, તર્પણ, શિવપૂજન વૈશ્વદેવ વિગેરે નિત્ય કર્મનો ટુંકસાર ઠીક આપવામાં આવ્યો છે અને તેની શૈલી જોતાં બ્રાહ્મણોને કાંઇક કર્મ કરવા માટે ઉમંગ આવે ખરો એજ ખુબી છે

**શ્રી આદિત્ય પ્રકાશ માસિક.**